૫૪૨૭




સોપાન


ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

સવા રૂપિયો

“ સસ્તું સાહિત્ય ” એટલે “ ઊંચામાં ઊંચું સાહિત્ય ”

# અંતરની વ્યથા



લેખક :
મોહનલાલ મહેતા ( સોપાન )



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાળબાદેવી રોડ મુંબઈ-૨



સવા રૂપિયો

# નિવેદન

વાર્તા સાંભળવાનો શોખ બાળપણમાં સૌ કોઈને વિશેષ હોય છે; તેમાં કંઇક મર્મ રહેલો છે. સચોટ લાગણીથી લખાયલી અને જનસ્વભાવનું સારું ચિત્ર આપનારી વાર્તા એ સંસારનો અરીસો છે. તેમાં બીજું દેખાય છે તે સાથે વાંચનાર પોતાની તુલના કરે છે અને પોતાની જગ્યા ગોઠવી દે છે. "આવા પ્રસંગોમાં હું કેમ વર્તું ?" એ દરેક વાંચનારના દિલની, કોઈની દખલગીરી વિનાની, છૂપી અને ઊંડી વાત છે; માટે જ ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રન્થોમાં આ સંસ્થાએ વાર્તાસાહિત્યને સ્થાન આપ્યું છે.

મનુષ્યને સંસારના કોયડા ઉકેલવામાં મદદ કરે એવી નવલિકાઓનો આ એક સંગ્રહ રા. મોહનલાલ મહેતા (સોપાન) પાસેથી આ સંસ્થાએ મેળવ્યો; અને તે બહાર પાડીને "સસ્તું સાહિત્ય" આ દિશા તરફ પોતાની પ્રગતિમાં વધારો કરે છે. રા. "સોપાન"નાં લખાણોમાં શૈલી, વિષય, પાત્રોની ગોઠવણી, સહૃદયતા, સરળતા, ગાંભીર્ય વગેરે સાહિત્યની નજરે ઊંચાં છે, એ તો નિર્વિવાદ છે; પણ સમાજને ઊંચે રસ્તે લઈ જનાર બળવાન વ્યક્તિત્વ ઊભું કરે છે, એ તેમના આ પુસ્તકની વિશિષ્ટતા છે. આ પુસ્તક વાંચ્યા પછી વાચક અમારા આ મત સાથે જરૂર પોતાની સહાનુભૂતિ દર્શાવશે.

પોતાના આ પુસ્તકની એક આવૃત્તિ આ સંસ્થાને છાપવાની રજા આપવા માટે રા. "સોપાન"ને અમે ધન્યવાદ આપીએ છીએ. ગુજરાતના બીજા પ્રતિષ્ઠિત લેખકોને આવી જ રીતે આ સંસ્થાને સહાય કરવા અમે નિમંત્રણ આપીએ છીએ.

| મુંબઈ, | 'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી |
|---|---|
| તા. ૧૫-૮-'૪૫ | **મનુ સૂબેદાર (પ્રમુખ)** |

# લેખકની પ્રસ્તાવના

'અંતરની વાતો' પ્રગટ કરતી વખતે મેં જણાવ્યું હતું, કે જો આ કથાઓ ગુજરાતને ગમશે, તો મારા પાસે છે તે કથાઓ પણ પ્રજા સમક્ષ મૂકીશ. બરાબર બે વર્ષે એ પ્રસંગ મને પ્રાપ્ત થાય છે. પ્રથમની એ કથાઓ પ્રજાને જ નહિ, પણ સરકારને ય ગમી છે. અઢીસો પાનાંની એ ચોપડીમાં બે ફકરા વાંધાભર્યા ઠર્યા; અને 'અંતરની વાતો' જપ્ત થઈ. આ 'અંતરની વ્યથા' જપ્ત નહિ જ થાય, એવું મારું માનવું છે; પછી તો પરમાત્મા જાણે !

'અંતરની વાતો' વાંચ્યા પછી એના ઉપર અપાયેલા અભિપ્રાયો મેં ધ્યાનપૂર્વક વાંચ્યા છે ને સાંભળ્યા છે. એ ચોપડી માટે મને જે અભિનંદનો મળ્યાં છે, તે અભિનંદનો સૈનિકમિત્રોના ભાગે જાય છે; જે ટીકાઓ મળી છે, તે ઉપર મેં પૂરતો વિચાર કર્યા પછી જ આ કથાઓ પ્રગટ થવા દીધી છે. 'અંતરની વાતો'ની પ્રસ્તાવનામાં શ્રી. મેઘાણીએ એક સૂચન કરેલું, કે 'જુદી જુદી વ્યક્તિઓને એક જ કથામાં ગૂંથવાથી અશાસ્ત્રીયતાનો દોષ નહિ આવી જાય?' મને આ સૂચન સાચું લાગેલું. એ પછી શ્રી. કિશોરભાઈ, નરહરિભાઈ જેવા ચિંતકો પાસેથી પણ એવી જ મતલબનાં સૂચનો આવ્યાં. એ બધાં ઉપર વિચાર કર્યા પછી પણ આ કથાઓ એવા જ સ્વરૂપમાં મૂકું છું એની પાછળ એક અર્થ રહેલો છે. આ કથાઓના લગભગ બધા પ્રસંગો સાચા છે; પણ તે જુદી જુદી વ્યક્તિઓનાં જીવનમાં બનેલા છે. જો બધી જ વ્યક્તિને જુદી પાડીને એક વ્યક્તિના જીવનપ્રસંગો એક પાત્રમાં જ મૂકું, તો એ કથા સાચી જીવનકથા બને; પણ એમ કરવા જતાં મને

બે ભય રહે છેઃ એક તો એ, કે મારાથી અજાણતાં એ વ્યક્તિને અન્યાય થઈ જાય તો ? બીજો ભય–નજીકના જાણકારો એમાં ઊંડો રસ લેવા માંડે તો ? આ બે ભયને કારણે જ આ કથાઓ પણ 'અંતરની વાતો'ની પેઠે જ ગૂંથી છે. 'અંતરની વાતો'ની વખતે આ કથાઓ એના સાચા પ્રસંગોને લઈને સાચી છે, એમ મેં જાહેર કરેલું; આજે હવે કહું છું, કે આ કથાઓ કથારૂપે સાચી નથી, પણ વાસ્તવિક જીવનમાંથી ઉઠાવેલી છે. આ કથાઓને હવે એ દૃષ્ટિએ જ તપાસાય એવી મારી ઇચ્છા છે.

આ સંગ્રહની પાંચ કથાઓમાંની પ્રથમ બે 'નવરચના'માં પ્રગટ થઈ ગઈ છે; પરંતુ બીજી કથા–'નવજવાન'–ને મેં સુધારી છે અને લંબાવી છે. બાકીની ત્રણ તો અપ્રસિદ્ધ છે. આ કથાઓ જેમ જેમ લખતો જાઉં છું, તેમ તેમ એવી અનેક કથાઓ જાગ્રત થાય છે; અને કયારેક કયારેક તો સત્યાગ્રહસંગ્રામના બીજા અનેક ભવ્ય પ્રસંગો તાજા થઈ આવે છે. જો અનુકૂળતા મળે, તો એ બધું કાગળ ઉપર મૂકવાની ઇચ્છા છે.

મિત્રો, વાચકો અને વિવેચકો પાસે આ કથાઓ તટસ્થ અભિપ્રાય માટે રજૂ કરી માર્ગદર્શનની આશા રાખું છું.

અમદાવાદ,
તા. ૨૧–૬–'૩૭

—'સોપાન'

# આપ જાણો છો?

આ પુસ્તકમાં જે પાંચ કથાઓ આપવામાં આવેલી છે, તે દરેક છૂટી છૂટી સ્વતંત્ર પુસ્તિકારૂપે પણ નીચે મુજબ પ્રકટ થઈ છેઃ—

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| (૧) જીવનનો મર્મ – લે૦ સોપાન | ૦–૬–૦ |
| (૨) નવજવાન – લે૦ ,, | ૦–૪–૦ |
| (૩) અહિંસાનું રહસ્ય – લે૦ ,, | ૦–૪–૦ |
| (૪) એ વૃદ્ધ પુરુષ ! – લે૦ ,, | ૦–૪–૦ |
| (૫) આશાને અજવાળે – લે૦ ,, | ૦–૪–૦ |

**દરેકનું ટપાલખર્ચ ૦–૧–૦ જુદું સમજવું.**

જે ગ્રાહકબંધુઓને આ વાર્તાઓ છૂટી પુસ્તિકારૂપે મેળવવાની ઇચ્છા હોય, તેમણે એ મંગાવી લેવી.

# અનુક્રમ

# જીવનનો મર્મ

## ૧

જેલની બેરેકનાં બારણાં બંધ થયાં પછી વ્રજમોહને પોતાની વાત શરૂ કરી. એના અવાજમાં ભાર લાગતો હતો. પોતાનું હૃદય ખુલ્લું કરતાં જે જાતનો સંકોચ સૌને થાય છે, તેવો સંકોચ વ્રજમોહનના મોં ઉપર હતો.

વ્રજમોહનની ઉંમર બાવીસ–ત્રેવીસ વર્ષની હશે. એ ઉંમરની મસ્તી અને મંથન એનામાં હતાં. બધા એમ માનતા કે વ્રજમોહન તો દેશનો કાયમી સૈનિક થઈ ગયો. લડત હોય કે ન હોય, પણ એના જીવનમાં ફેર નહિ પડે. શાંતિના દિવસોમાં એ ગરીબોને રોટલો મેળવવાની શક્તિ અને જ્ઞાન આપવામાં રોકાશે અને યુદ્ધ-કાળમાં મેદાનમાં રહેશે. એના અંતરની ઊંડી વાતો કોઈ જાણતું નહોતું, પણ એમાં ફકીરી સિવાય બીજું કાંઈ ન હોય એવો સૌને વિશ્વાસ હતો. સાચા માણસ તરીકે વ્રજમોહનને સૌ ઓળખતા.

"આજે મને ત્રેવીસમું વર્ષ ચાલે છે" વ્રજમોહને શરૂ કર્યું. "રાજકોટની પડખેના એક ગામડામાં એક સામાન્ય સ્થિતિનાં જૈન માબાપને ત્યાં મારો જન્મ થયો છે. ગામડાનો વાણિયો કેવો હોય, તેનો તમને ખ્યાલ હશે. નાનપણમાં સાત ગુજરાતીનો અભ્યાસ કરી, મેં ભણતર છોડયું. એથી વધુ ભણવાની અમારા ગામમાં સગવડ પણ નહોતી. આ દિવસોમાં મારા બાપા સાથે હું કીડિયારું પૂરવા જતો, દહેરાસર દર્શન કરવા જતો, સાંજસવાર સામયિક કરતો અને 'હું ધર્મ કરી રહ્યો છું' એમ માનતો.

મારા બાપાને દુકાન હતી. થોડીઘણી જમીન હતી. કાંઈક ધીરધાર કરતા. અમારા કુટુંબનું ગુજરાન સુખેથી ચાલે અને બાર

મહિને એકાદ દાગીનો કરાવી શકીએ એટલી કમાણી હતી.

હું બાર વર્ષનો થયો ત્યાં સુધી કીડિયારું, ચબૂતરો, અપાસરો અને દહેરાસર એ ચાર ધર્મકાર્યો હું હમેશ કરતો. એથી આગળ જવાની ઇચ્છા પણ નહોતી અને સમજણ પણ નહોતી. નિશાળ છોડ્યા પછી દુકાને બેસવા લાગ્યો. મારા બાપા મને ઉઘરાણીએ મોકલતા ત્યારે જ્યાં જતો, ત્યાં બાપાએ કહ્યા હોય તેટલા શબ્દો કહી આવતો. તે દિવસે ખેડૂતો તરફ મને દયા પણ નહોતી, તેમ દ્વેષ પણ નહોતો.

મને તેરમું વર્ષ ચાલતું હતું, ત્યારે અમારે ગામ મુનિ ચંદ્રવિજયજી ચોમાસું કરવા આવ્યા. મહારાજ અમારી જ્ઞાતિમાં બહુ જ જાણીતા હતા. હું દરરોજ એમનું વ્યાખ્યાન સાંભળવા જતો. મને એમાં બહુ જ રસ આવતો. એમની ભવ્ય કાયા, બોલવાની છટા અને વચ્ચે વચ્ચે આવતા શાસ્ત્રોના માગધી અને સંસ્કૃતશબ્દો મને આકર્ષવા લાગ્યા. મારું મન વૈરાગ્ય તરફ વળવા લાગ્યું. 'સંસારમાં કાંઈ નથી. મા, બાપ, ભાઈ, મિત્રો—બધાં સ્વાર્થની માયા છે. કર્મોને લઈને સુખદુઃખ આવે છે. કર્મ બંધનકર્તા છે, એનો નાશ કરવો જોઈએ. દેહાસક્તિ છોડવી જોઈએ, અને આ બધું કરવા માટે ઘર, કુટુંબ, સંસાર છોડીને દીક્ષા લેવી જોઈએ.' આવું મારા મન ઉપર ઠસાવા લાગ્યું.

દુકાનના કામ ઉપરથી મન ઊઠી ગયું. ઘેર પણ કશું ગમે નહિ. હું તેર–ચૌદ વર્ષનો હતો, પણ ભારેખમ બની ગયો. કોઈની સાથે હસું પણ નહિ. મને લાગવા માંડ્યું, કે 'સંસાર દુઃખની ખાણ છે, મારે એમાંથી નીકળવું જોઈએ.'

મારા બાપા મારા મન ઉપર થતી અસર પારખી ગયા. એમણે મને મહારાજ પાસે જતો અટકાવ્યો. હું ખૂબ રોયો. એક દિવસ ખાધું પણ નહિ, પણ મારું કાંઈ ન ચાલ્યું. મારા બાપા આટલેથી

જ ન અટક્યા. એમણે મારા સગપણની તૈયારી કરવા માંડી. મને મનમાં ઘણુંય થાય કે બાપાની સામો થઈ જાઉં અને મહારાજ સાથે ચાલ્યો જાઉં, પણ એ હિંમત કોઈ દિવસ આવી જ નહિ. ચોમાસું પૂરું થતાં મહારાજ તો ચાલ્યા ગયા.

મહારાજ ગયા પછી લગભગ છ મહિના સુધી મારા મન ઉપર એ અસર રહી. હું અમારા ગામની પાઠશાળામાં જવા લાગ્યો, ધર્મનું શિક્ષણ લેવા લાગ્યો; પણ મને પંદરમું વર્ષ બેઠું ત્યાં તો એ અસર કોણ જાણે કેમ પણ ઝપાટાબંધ જવા લાગી. ત્યાર પછી કંદમૂળ ન ખાવાની, રાત્રિભોજન નહિ કરવાની વગેરે બાહ્ય ક્રિયા ચાલુ રહી; પણ અંતરમાં સંસાર છોડવાની જે ઇચ્છા હતી તે મોળી પડવા માંડી.

એ વર્ષે જ મારા બાપુએ મારું સગપણ કર્યું. બાજુના એક ગામડાના લગભગ અમારી જ સ્થિતિના એક વાણિયાને ત્યાં મારું ભાગ્ય જોડાયું. તે દિવસે હું ખૂબ રડ્યો, પણ આ સગપણ એક વર્ષ વહેલું કર્યું હોત તો કદાચ હું નાસી જાત.

પછી તો હું બરાબર દુકાને બેસવા લાગ્યો. કામકાજને અંગે બેત્રણ દિવસે મારે રાજકોટ જવાનું થતું, ત્યાં જ્યારે જાઉં ત્યારે છાપાંબાપાં વાંચું; પણ એમાં બહુ રસ ન આવે. અચાનક એક દિવસ પેલા હિંમતભાઈનો મને ભેટો થઈ ગયો. એ મને ખાદી-ભંડારે લઈ ગયા. એકાદ કલાક બેઠો. તેઓ મને બધું પૂછવા લાગ્યા. હું ત્યારે ખૂબ શરમાતો હતો, પણ હૃદય તો એમના તરફ ખેંચાતું જ જતું હતું. મારે કાંઈ કામ નહોતું, પણ એક કલાકથી વધારે મારાથી ન બેસાયું. મને એ ખેંચી જતા હોય એવું લાગ્યું. 'બે-ત્રણ દિવસ પછી આવીશ' એમ કહી હું ચાલ્યો ગયો.

ઘેર આવ્યો, દુકાને બેઠો. હવે તો હું સોળ વર્ષનો થયો હતો. જૈનધર્મનાં વૈરાગ્યપ્રેરક થોડાંઘણાં પુસ્તકો મેં વાંચ્યાં હતાં. હિંમત-

ભાઈએ મને 'સસ્તા સાહિત્ય'ની ગીતા વાંચવા માટે આપેલી. હું વાંચવા બેઠો; પણ મનને ગોઠે જ નહિ. ન સમજાય એવી મૂંઝવણ થવા લાગી. મારા નાનકડા હૃદય ઉપર કોઈએ પહાડ મૂક્યો હોય એવું થવા લાગ્યું.

રાતે સૂતો, પણ ઊંઘ ન આવે. કોણ જાણે શા માટે પણ ન પરણવું જોઇએ એવું થવા લાગ્યું. આત્મશુદ્ધિ કરવી જોઇએ, મોહ, માયા છોડવાં જોઈએ, આવું આવું મનમાં થયા કરે.

બે દિવસ પછી હું રાજકોટ ગયો. મારી ઇચ્છા હતી કે નહિ તે હું નથી જાણતો, પણ પરબારો ખાદીભંડારે જઈને ઊભો રહ્યો. હિંમતભાઈ '**યોગવાસિષ્ઠ**' વાંચતા હતા. એમનાં મોં ઉપર મને અપાર શાંતિ જણાતી હતી. મને જોઈને '**યોગવાસિષ્ઠ**' નીચે મૂકી તેઓ ઊઠ્યા. મને આવકાર આપીને બેસાર્યો. હું તો પૂતળા જેવો બની ગયો હતો.

'કેમ, વ્રજમોહનભાઈ! આનંદમાં છો ને?' જરા જરા હસતા હિંમતભાઈ બોલ્યા. હું તો 'વ્રજમોહનભાઈ' સાંભળી, બહુ દબાતો હોઉં એવું લાગ્યું. મેં પણ સહજ હસીને 'હા' પાડી. પછી હું ખોટું હસ્યો હતો એમ તેઓ સમજી ગયા હશે.

'ગીતા વાંચી?'

'થોડીક વાંચી.'

'કેવી લાગી?'

'મને એમાં શું ખબર પડે?' મારી મૂંઝવણ હદ વટાવતી હતી; હિંમતભાઈ એ પારખી ગયા.

'વ્રજમોહનભાઈ, શા માટે મૂંઝાવ છો? હું તો તમારો મોટો ભાઈ કહેવાઉં. મારાથી શરમાવાનું હોય? લ્યો, આ '**રામકૃષ્ણ-કથામૃત**' લઈ જાવ. વાંચજો. એમાં તમને મઝા આવશે.'

મેં લીધું. નમસ્કાર કરીને હું ઊઠ્યો. બહાર નીકળ્યો. મન સહેજ હળવું થયું. ત્યાં તો હિંમતભાઈનો અવાજ આવ્યો.

'આજ રોકાવાના છો?'

મેં 'હા' પાડી.

'તો સાંજે મારી સાથે જ જમવાનું રાખજો. પાંચ વાગ્યા સુધીમાં આવી જજો.'

હું 'ના' પાડી શક્યો નહિ.

સાંજના પાંચ વાગ્યા સુધી ગામમાં જેમતેમ ફર્યો. દુકાનનું કશું કામ થઈ શક્યું નહિ. મારા મગજમાં કાંઈક ભરાઈ ગયું હતું. હિંમતભાઈ કયા બળથી મને ખેંચતા હતા એ હું હજી પણ સમજી શક્યો નથી. આજે પણ એમની હાજરીમાં હું એમને અધીન જ થઈ જાઉં છું.

સાંજના પાંચ વાગે હિંમતભાઈના ઘેર ગયો. એમનું ઘર બેઠા ઘાટનું સાદું હતું. ફળિયામાં એક ગાય બાંધી હતી. ઘરમાં એમનાં પત્ની અને વૃદ્ધ ડોસીમા હતાં. હિંમતભાઈની વય ત્યારે ૪૦–૪૨ વર્ષની લાગતી, પણ શરીર સરસ હતું. એમને એકે ય બાળક નહોતું. ઘરમાં શાંતિ લાગતી હતી. આ મકાન એમનાં પોતાનાં હતાં. મેં સાંભળ્યું હતું કે હિંમતભાઈ પાસે થોડીઘણી મૂડી છે, ગામ બહાર એક ફૂલઝાડની વાડી છે, તેઓને આજીવિકાની ચિંતા નથી.

અંદરના ઓરડામાં હિંમતભાઈ બેઠા હતા. શાનાક શ્લોકો ગાતા હતા. મને જોઈ આવકાર આપ્યો. હું બેઠો. ઓરડામાં ચારે બાજુ જોયું. ભીંત ઉપર ગાંધીજી, વિવેકાનંદ, દયાનંદ, રામકૃષ્ણ, રામતીર્થ, અરવિંદ ઘોષ વગેરે આત્માર્થીઓની છબીઓ હતી. આજુબાજુના કબાટોમાં પુસ્તકો ભર્યાં હતાં. હું જોતો હતો ત્યાં હિંમતભાઈ ઊઠ્યા. કબાટ ઉઘાડી મને પાસે બોલાવ્યો. કેટલાં ય

પુસ્તકો બતાવ્યાં, અને એમાં શું છે તે કહેવા લાગ્યા. મારા સામે નવી જ દુનિયા ઊઘડતી હતી, પણ એ દુનિયામાં આત્મદર્શન, આત્મશાંતિ અને આત્મશુદ્ધિ સિવાય બીજું કાંઈ નહોતું. એ દુનિયામાં પ્રવેશ કરવા માટે એકાંત, મૌન, ઇંદ્રિયનિગ્રહ, તપશ્ચર્યા જોઈએ એમ હિંમતભાઈ સમજાવતા હતા. તેઓ જેમ જેમ સમજાવવા લાગ્યા તેમ તેમ તેમના મોં ઉપર તેજ આવતું મને જણાયું, અને તેઓ અદ્‌ભુત જણાવા લાગ્યા. હું નીચે બેસી એમને નમી પડ્યો.

તેઓ હસી પડ્યા.

'અરે! ગાંડા થયા કે શું? મારા જેવા પામરને વધુ પાપમાં ન નાખો.' તેઓ બોલ્યા.

હું બેઠો થયો. મારું ભરાયેલું હૃદય છલકાયું. આંસુની ધારા છૂટી. મને બોલવાની ઇચ્છા થઈ, પણ અવાજ રુંધાઈ ગયો. હિંમતભાઈએ મારો હાથ ઝાલી, મને શેતરંજી ઉપર બેસાડ્યો; તેઓ પણ બેઠા.

'વ્રજમોહનભાઈ, સ્વામી રામકૃષ્ણની વાત સાંભળી છે? તેઓ જ્યારે સૂર્યાસ્ત જોતા ત્યારે પોક મૂકીને રડી પડતા અને બોલી ઊઠતાઃ 'અરેરે! દિવસ તો આથમી ગયો, પણ આત્મદર્શન ન થયું.' તમારા અંતરમાં પણ એવો જ દીવો પ્રકટ્યો છે. આ આંસુથી આત્માનો મેલ ધોવાશે, આત્મા નિર્મળ થશે અને તમે પરમ શાંતિ અનુભવશો.'

મારા મનમાં છલોછલ અશાંતિ ભરી હતી. હું શાંતિ માટે વલખાં મારતો હતો. મને થયુંઃ 'ખરેખર શું હું પરમ શાન્તિ અનુભવીશ?' અંતરમાંથી કશો જવાબ ન મળ્યો.

એટલામાં હિંમતભાઈનાં વૃદ્ધ માતુશ્રીએ આવીને, પીરસેલ થાળી મૂકી. અમે હાથમોં ધોવા ઊઠ્યા. મને તો જેમ હિંમતભાઈ

કહેતા હતા, તેમ હું કરતો હતો. અમે જમવા બેઠા. બાજરાનો રોટલો અને દૂધ હતું. કાંઈ પણ બોલ્યા વિના અમે જમી લીધું. જમવાનું શરૂ કરતાં પહેલાં હિંમતભાઈએ મને ન શરમાવાનું કહી દીધું હતું.

'હવે ગામબહાર આપણી વાડીએ ફરવા જ'શું?' મને તો પૂછવાપણું હતું જ નહિ. આવ્યો ત્યારથી બધી બાબતમાં મેં 'હા' જ પાડી દીધી હતી. હિંમતભાઈ ટૂંકું ધોતિયું અને બાંડિયું પહેરતા હતા. કયારેક ટોપી પહેરતા, અત્યારે તો ઉઘાડે માથે જ નીકળ્યા. એમની સાથે હું સામાન્ય વાણિયાનો છોકરો પહેરે એવાં મિલનાં લૂગડાં-ધોતિયું, ખમીસ, કોટ ને માથે ફૂલવાળી ટોપી-પહેરીને નીકળ્યો. જ્યાં સુધી ગામ હતું ત્યાં સુધી અમારી વચ્ચે કશી વાતચીત ન થઈ. રસ્તામાં એક ફેરિયા પાસેથી હિંમતભાઈએ '**નવજીવન**' લીધું. મારી નજર એના ઉપર પડતાં મથાળે 'ગુજરાતમાં જળ-પ્રલય' એમ લખેલું તે વાંચ્યું.

ગામ બહાર સડક ઉપર આવતાં જ હિંમતભાઈ બોલ્યા: 'તમને ગામડામાં તો ખૂબ મઝા આવતી હશે. આ શહેરી ઘોંઘાટ, ગંદકી કે ધમાલ નહિ. સાદું ને સરળ જીવન.'

હું જવાબ દેવાને બદલે એમના સામું જોઈ રહ્યો. હવે મને સોળમું વર્ષ પૂરું થવા આવ્યું હતું. દુકાનનો ઘણોખરો ભાર હું ઉપાડતો. ગામની ઘણી ય વાતો હું જાણતો. ગામડાંની દુનિયા મેં જોઈ હતી. મને આ 'સાદું અને સરળ' ખોટું લાગ્યું, પણ હું કાંઈ બોલ્યો નહિ. હિંમતભાઇએ ફરીને કહ્યું:

'એક ઠેકાણે લખ્યું છે કે પ્રભુએ તો ગામડાં જ સરજ્યાં હતાં, પણ માણસે એને ભાંગી ભાંગીને એકઠાં કરી આ શહેરો ઘડ્યાં.'

હું આમાં કાંઈ સમજ્યો નહિ. મને 'આત્મદર્શન' તરફ

ખેંચાણ થયેલું, પણ આ શહેર અને ગામડાની વાતમાં રસ ન પડ્યો. મેં ધીમેથી પૂછ્યું:

'હિંમતભાઈ, એ છાપું શેનું છે?'

'એ તો '**નવજીવન**'. ગાંધીજીનું નામ તમે સાંભળ્યું છે ને? તેઓ લખે છે. દર અઠવાડિયે પ્રકટ થાય છે. તમારે વાંચવા જેવું છે. લ્યો!' કહી મારા હાથમાં '**નવજીવન**' આપ્યું.

એમાં જળપ્રલયના સમાચાર હતા. ગામનાં ગામ, ઢોર, મિલકત અને માણસો તણાઈ ગયાના સમાચાર હતા. હું તો રડી જ પડ્યો. મારું હૃદય એ દિવસોમાં એવું થઈ ગયેલું કે હું કોઈ પ્રકારનો આઘાત સહન જ ન કરી શકું.

'એ તો ઈશ્વરી કોપ. માણસ કેટલો પામર છે, તેની આવા વખતે જ ખબર પડે.'

મેં આંખો લૂછીને પૂછ્યું:

'પ્રભુ આવું શા માટે કરતો હશે? લોકો દુ:ખી થાય, પીડાય, લૂંટાઈ જાય, મરી જાય—એમાં એને શો રસ આવતો હશે?'

'એ તો કોણ કહી શકે? આ દુનિયા જ શા માટે છે? આપણે જ શા માટે છીએ એ કોણ જાણે છે?'

'અત્યાર સુધીમાં કોઈએ આ નહિ શોધી કાઢ્યું હોય?' મારી શંકા વધી. સાથે વાચા પણ વધી.

'ઘણાએ એની શોધમાં હાડકાં ગાળી નાખ્યાં, અને સૌ જગતની અસ્પષ્ટતાને જરાતરા દૂર કરતા ગયા. આજ લગી પૂરો ભેદ કોઈ પામી શક્યું નથી. જૂનાં શાસ્ત્રો તો એમ કહે છે કે દેહધારીથી પૂરી પારખ થાય જ નહિ, પૂરી પારખ થાય તો દેહ છૂટી જાય.'

હું સમજું એટલું સહેલું કરી, હિંમતભાઈ બોલ્યા; પણ મને સૂઝ ન પડી.

અમે વાડીએ પહોંચ્યા. વાડી સુંદર હતી. વાડીનો ચોકીદાર આવ્યો, હિંમતભાઈને નમસ્કાર કરી ઊભો રહ્યો. હિંમતભાઈએ નમસ્કાર ઝીલી એને રજા આપી. અમે વાડીમાં ફર્યાં. હિંમતભાઈ મને ઝાડ વિષે સમજાવતા, કુદરતની-ઈશ્વરની—મહત્તાનો ખ્યાલ આપવા લાગ્યા. હું સાંભળતો હતો, પણ મારું મન તો જળપ્રલય, ઈશ્વરનો કોપ અને એની અસ્પષ્ટતામાં જ ગૂંચવાયું હતું.

એકાદ કલાક ફરી અમે પાછા આવ્યા. ઘેર આવી હિંમતભાઈ પ્રાર્થના કરવા બેઠા. હું એમના પડખે આંખો મીંચી બેસી રહ્યો. થોડીવાર પછી એમણે તંબૂર લીધો અને 'પાયો જી મૈંને રામ રતન ધન પાયો' એ ભજન ગાયું.

પ્રાર્થના થઈ રહ્યા પછી હું જવા માટે ઊઠ્યો. હિંમતભાઈએ પૂછ્યું :

'પાછા ક્યારે આવશો ?'

'કાંઈ કહેવાય નહિ.' મેં કહ્યું.

'ઠીક, પણ રાજકોટ આવો ત્યારે હવે મારે ત્યાં જ ઊતરવાનું રાખજો હો !'

મેં માથું હલાવી 'હા' કહી.

## ૨

એમના ઘરની બહાર નીકળ્યો ત્યારે હું હળવો થયો એવું મને લાગ્યું, પણ તરત જ મગજમાં વિચારો ઘૂમવા લાગ્યા. 'મારે શું કરવું જોઈએ' એ સમજાય નહિ. 'કાંઈક કરવું જોઈએ' એમ તો થતું જ હતું. 'જે ચાલે છે તે બરાબર નથી' એટલું દીવા જેવું દેખાઈ ગયું હતું. વિચાર કરતો કરતો મારા સગાને ઘેર ગયો. ત્યાં પથારીમાં પડ્યો, પણ ઊંઘ લૂંટાઈ ગઈ હતી. પડખાં ઘસવા લાગ્યો.

ઘડીમાં પથારીમાં બેસું, ઘડીમાં ઊંધો પડી મોં ઢાંકી દઉં, ઘડીમાં રડું; પણ કાંઈ ચેન પડે નહિ.

રાત તો જામતી જ જતી હતી. અંધારિયું હતું. આકાશ તારાઓથી ભરપૂર હતું. હું બારીમાં જઈને ઊભો રહ્યો. આટલી ઉંમરમાં એ દિવસે જ મેં કોઈ અકથ્ય લાગણીપૂર્વક આકાશ સામે જોયું. દુનિયાના તમામ ધર્મવાળાઓ આકાશ સામે જોતાં કેમ દીન બની જાય છે તે મને તે દિવસે કાંઈક સમજાયું. મને કોઈ છાનું છાનું આશ્વાસન આપતું હોય એવું લાગ્યું. આકાશ ઉપરથી નજર ફેરવી, હું ગામ જોવા લાગ્યો. બધે શાંતિ હતી. 'દિવસભર અવિશ્વાસ રાખીને વ્યવહાર ચલાવતી દુનિયા અત્યારે કોના વિશ્વાસે સૂતી હશે' એ વિચાર આવ્યો. સાથે જ થયું કે 'મારી પેઠે અત્યારે કેટલાય લોકો ઊંઘવા સારુ માથાં નહિ પછાડતાં હોય!' ત્યાં તો '**નવજીવન**'માં વાંચેલો જળપ્રલય યાદ આવ્યો. ઊંઘ સાવ હરામ થઈ ગઈ. હું બોલી ઊઠ્યો: 'ચારે કોર દુ:ખ, દુ:ખ અને દુ:ખ. આનો કાંઈ ઉપાય જ નહિ હોય? મને કોઈ આ ભેદ સમજાવો. આ તે બધું શું છે?' હું તરત જ સાવધ થયો. હું બીજાની મેડીમાં રહ્યો હતો અને અત્યારે મધરાત હતી. હું ચૂપ થયો, પણ મારું મન ચૂપ ન થયું. મને વિચારો આવવા લાગ્યા: 'આમને આમ નહિ ચાલે, હું ગાંડો બની ઝૂરી ઝૂરીને મરી જઈશ. મારે કાંઈક સમાધાન મેળવવું જ જોઈએ. જૂની વાતો તો એમ સાંભળી છે કે આવી મૂંઝવણમાં પડેલા માણસો જંગલમાં કે કોઈ પહાડ ઉપર જતા, અને ત્યાં જઈને શોધ કરતા અને શાંતિ પામતા. હું જાઉં? ઘર છોડી દઉં? સગપણ તોડી નાખું? પણ આમ કરું તો ઘરનાં સૌ દુ:ખી ન થાય? દુનિયાનાં દુ:ખમાં એટલો વધારો ન થાય? મારી બા તો બિચારી છાતી કૂટી કૂટીને મરી જ જાય ને! અને મારી નાનકડી બેન? બીજું કોઈ શા માટે—આ મારા બાપા જ આવા આકરા લાગે, પણ બિચારા કેવા પોચા છે? મારો વિયોગ એ સહન જ ન કરી શકે! પણ ત્યારે શું

કરું ?' વિચારમાં મારું માથું ભમવા લાગ્યું. 'મહાવીર ! મહાવીર!' ગણગણતો પથારીમાં પડ્યો અને થાકેલું શરીર આખરે ઊંઘી ગયું.

સવારે ઊઠી, લેવો હતો એટલો માલ લઈ, હું મારે ગામ ઊપડ્યો. ઘેર જાઉં ત્યાં મારા પિતા માંદા પડેલા. મારા હૃદય ઉપરનો ભાર વધ્યો. માંદગી દિવસે દિવસે વધતી ગઈ. દુકાનનું કામ ને બાપાની ચાકરીમાં ત્યારે તો બીજા વિચાર સહેજે ભૂલી ગયો. ક્યારેક આવે પણ કામમાં પડું ને ભૂલી જાઉં, ઉપરાંત રાજકોટ જવાનું નહોતું, એટલે નવું સિંચન થતું નહોતું. આમ એક વર્ષ વીતી ગયું. મને અઢારમું વર્ષ બેઠું. હવે તો હું જુવાન દેખાવા લાગ્યો. મારા બાપા પણ માંદગીમાંથી ઊઠેલા. હવે કશો રોગ નહોતો, પણ અશક્તિ સારી પેઠે આવી ગયેલી. એમણે મારા લગ્નની વાત કરવા માંડી. આ દિવસોમાં જ બારડોલીની લડત ચાલતી હતી. અમારા ગામમાં એક છાપું આવતું. એમાં ક્યારેક ક્યારેક હું એના સમાચાર વાંચતો, પણ હું ઘરનાં ને દુકાનનાં વ્યવહારમાં એટલો ડૂબી ગયેલો કે માથું ઊંચું ન કરી શકું. પણ આ લગ્નની વાતે મને આંચકો આપ્યો. પાછું તોફાન શરુ થયું. મને રાજકોટ જઈ હિંમતભાઈની સલાહ લેવાનો વિચાર થયો. ઘરમાં તો ધમાલ ચાલતી જ હતી. મને ક્યાંય બહાર ન જવા દેવા માટે પૂરી ગોઠવણ હતી, પણ જેમતેમ કરી હું રાજકોટ ગયો. એક વર્ષ પછી હિંમતભાઈને મળ્યો. એ તો એવા જ લાગતા હતા. એવા જ પ્રેમથી એમણે મને સત્કાર્યો. મને પૂછ્યું, કે 'આ એક વર્ષ ક્યાં સંતાઈ ગયા હતા ?' મેં મારા બાપાની માંદગીની અને દુકાનના કામની વાત કરી. છેવટે આ લગ્નનું પણ કહી નાખ્યું.

'એ સવાલ તો એવો છે કે તમે જ વિચારી શકો. તમે ન જ પરણો એમ તો હું ન કહું; પણ આપણા જુવાનો વહેલા વહેલા પરણીને જીવન ધૂળધાણી કરી બેસે છે. શા માટે પરણવું છે એ સવાલનો જવાબ તમારા અંતરમાંથી મળતો હોય તો પછી તમને

ઠીક લાગે તેમ કરો.' હિંમતભાઈનો આવો જવાબ સાંભળી, હું નિરાશ થયો. મેં કહ્યું: 'જો મારી મેળે જ નિર્ણય કરવાનો હોત તો તો અહીં આવત જ શા માટે? લગ્નનું કારણ તો મારે કાંઈ નથી, મારા બાપાને હોય તે ખરું.'

આ સાંભળી હિંમતભાઈ હસ્યા: 'તો તો તમારે જરા કઠણ થવું જોઈએ. બાપાને કહી દેવું કે હમણાં નહિ પરણાય. મારી ઇચ્છા થશે ત્યારે પરણીશ.'

'એમ તો કહ્યું, પણ માનતા જ નથી.' મેં જવાબ આપ્યો.

'તમારો નિશ્ચય અડગ હોય તો એ માને ન માને એની કાંઈ કિંમત નથી. પણ શા માટે ન પરણવું એ પણ વિચારવું જોઈએ. અત્યારે તો આખો સમાજ એવી રીતે ચાલે છે કે એમાં કોઈ ના નથી પાડતું. માબાપની એવી માન્યતા છે કે જેમ બાળક દૂધ પીએ, પછી મોટું થાય ને રોટલા ખાય, જરા વધારે મોટું થાય ને ભણે, કામ કરે એવું થાય એટલે કમાય અને આટલું થઈ જાય એટલે પરણે. એમને મન ખાવું, કમાવું ને પરણવું એ બધું સરખું જ છે. અને આવું માનનાર માત્ર તમારાં જ માબાપ નથી. લગભગ બધાં જ માબાપ એમ માને છે, એટલે તમને પરણવાનું કશું કારણ ન મળતું હોય એટલાથી નહિ ચાલે. તમારી પાસે ન પરણવાનું પણ પ્રેરક કારણ હોવું જોઈએ.' હિંમતભાઈ આટલું બોલી મારી સામે જોઈ રહ્યા. હું વળી ગૂંચવણમાં પડ્યો. મારી પાસે તો આખા જીવનનો સવાલ ઊભો થયો. હું વિચારતો હતો ત્યાં જ હિંમતભાઈ બોલ્યા.

'હવે તમારી ઉંમર ને સમજણ એટલાં થયાં છે કે તમારે તમારો જીવનમાર્ગ નક્કી કરી લેવો જોઇએ.'

હું વધારે ગૂંચવાયો. 'જીવન જ શું છે, શા માટે છે એ જ નથી સમજાતું, ત્યાં માર્ગ શી રીતે નક્કી કરું?' મેં મારી મૂંઝવણ ખુલ્લી કરી.

'જીવનની શોધ કરવા જશો, ત્યાં જ જીવનમાર્ગ મળી જશે. એ બે જુદી વસ્તુ નથી.' મને જવાબ મળ્યો.

આ વાક્યે મને પકડી લીધો. મને જરા સમાધાન થયું, પણ શું તે સ્પષ્ટ ન સમજાયું. મેં હોઠ દાબ્યા; કંઈક નક્કી કર્યું.

'ઠીક હિંમતભાઈ, હું ઘેર જાઉં છું. ત્યાં જઈ વિચાર કરીશ. આ બધું જ્યાં સુધી સ્પષ્ટ નહિ થાય ત્યાં સુધી તો નહિ પરણું; પણ જલદી સ્પષ્ટ કરી નાખીશ. એ સ્પષ્ટ કરતાં જે જોખમો ખેડવાં પડશે એ ખેડીશ. જે સમજાતું પણ નથી એ જીવન રહ્યું તોય શું ને ગયું તોય શું? તમે મારા ઉપર બહુ ઉપકાર કર્યો. હું તો મૂઢ જેવો પડ્યો હતો. ભલે મારી શાંતિ તમે હરી લીધી. મારા હૃદયમાં જે તોફાન જાગ્યું છે એમાં જ રહીશ, અને અંતે શાન્તિ પામીશ. નહિ મળે તોય પૂર્વની શાન્તિ કરતાં તો આ તોફાન જ પસંદ કરીશ.' આવા અર્થનું બોલી હું ઊઠ્યો. હિંમતભાઈ કંઈક ચિંતાતુર આંખે મારી સામે જોઈ રહ્યા. આંખથી મને બેસવા કહ્યું. હું બેઠો. થોડી વાર કોઈ ન બોલ્યું. પછી હિંમતભાઈએ જરા ભારે અવાજે કહ્યું: "ભલે જાઓ. ધીરજ રાખજો. શાંતિથી વિચાર કરજો. જે કરો તેને વળગી રહેજો. પ્રભુ પાસે શક્તિ અને સમજણ માટે પ્રાર્થના કરજો."

હું ઊઠ્યો. નમસ્કાર કરીને રસ્તે પડ્યો. ઘેર આવતાં રસ્તામાં કેટલાક વિચારો મનમાં ગોઠવી લીધા. ઘેર પહોંચ્યું ત્યાં એ જ વાત ચર્ચાતી હતી. સૌ મારી રાહ જોઈને જ બેઠા હતા. મારા સામું જોઈ મારા અંતરને જાણવા મથતા હતા. હું તો ગંભીરપણે બેઠો. મારી નાનકડા બહેન પણ બિચારી ગંભીર બની ગઈ હતી. સૌના સામું જોયા કરતી હતી. મેં ખોટું ખોટું હસી એને બોલાવી, પણ એ મારું હસવું પારખી ગઈ. વાતાવરણમાં ગાંભીર્ય હતું. નાનું બાળક એમાંથી કેમ છટકી શકે?

'કાં ભાઈ, તેં શું વિચાર કર્યો?' મારી બા બોલી. એની આંખ તો રડી રડીને સૂઝી ગઈ હતી. આટલું બોલતાં ફરી ભીની થઈ.

'બા, હું પરણીશ તો નહિ. તે સિવાય જે કહે તે કરું. તું વધુ બોલીશ મા.' આટલું બોલતાં તો હું ય રડી પડ્યો. પિતાની ક્રોધથી તપીને લાલ લાલ થયેલી આંખ ઓગળી ગઈ. મારો નાનો ભાઈ ને નાની બહેન સુદ્ધાં રડ્યાં. આખું ઘર રડ્યું. એકબે મિનિટ કોઈ ન બોલ્યું. 'ઠીક, ભાઈ!' બોલી મારી બા ઊઠીને કામે વળગી. મારા પિતા પણ ઊઠ્યા ને બહાર ગયા. મારો ભાઈ પણ રમવા ચાલ્યો ગયો. હું ને મારી નાની બહેન રહ્યાં. મેં આંખો લૂછી નાખી હતી, પણ એ તો ભય, આશ્ચર્ય, દુઃખ—પ્રભુ જાણે કેટકેટલી લાગણીની વેદના ભરી મારા સામું જ જોઈ રહી હતી. મેં એને ઉપાડીને ખોળામાં લીધી. મારું હૈયું હાથ ન રહ્યું. હું પોકે પોકે રડ્યો. મારી બહેન રડી નહિ. મારા સામું જોઈ રહી. હું વેદના ઠાલવતો હતો. એ નાનું બાળક શું કરતું હતું એ કોણ જાણે!"

આટલું બોલી વ્રજમોહન અટક્યો. એણે જેલનો રૂમાલ લીધો. આંખ ઉપરથી ચશ્મા ઊંચા કરી, જરા રૂમાલ ફેરવ્યો. ઊભા થઈ ચંબુમાંથી પાણી પીધું અને પછી શરૂ કર્યું. અમે આછા અજવાળામાં બધું જોઈ રહ્યા હતા.

"પછી મારી બાએ આવી, નાની બહેનને મારા ખોળામાંથી ઉપાડી લીધી. હું પણ ઊઠ્યો અને દુકાને જઈને બેઠો. બે દિવસ સુધી ઘરમાં કોઈએ અનાજ મોંમાં ન નાખ્યું. ના, મારી બહેને પણ નહિ. ઘરનું વાતાવરણ પથ્થરને પીગળાવે એવું હતું. મારો નિશ્ચય ઓગળી ગયો—આંસુના પ્રવાહમાં તણાઈ ગયો. ઘેર જાઉં તો કોઈ કોઈની સાથે કશું જ બોલે નહિ. આ ભીષણતા મારાથી સહન ન થઈ. ત્રીજે દિવસે સવારમાં મેં કહી દીધું કે 'ભલે પરણીશ પણ આટલું કરવાનું કે લગ્ન ખાદીનાં લૂગડાંમાં. કોઈ જાતનું

ખર્ચ નહિ, સાવ સાદી રીતે.' માતાપિતાએ કબૂલ રાખ્યું.

ત્રીજે દિવસે સવારે ચૂલો સળગ્યો. ઘરમાં નવો પ્રાણ પ્રકટ્યો. મારી નાની બહેન કલ્લોલ કરવા લાગી. જેમ ત્રીજે દિવસે ઘરમાં ચૂલો સળગ્યો એમ જ મારા દિલમાં સગડી ધખવા લાગી; હું અંદર બળતો હતો. આ સ્થિતિ જેણે ભોગવી હશે તે જાણતું હશે. આનો નિર્ણય કે નિવારણ બુદ્ધિ ન કરી શકે; છતાં એની મદદ વિના તો ચાલે તેમ નહોતું જ. મેં અંતરથી કોઈને મદદ આપવા પ્રાર્થના કરવા માંડી.

દિવસ ઊગ્યો અને રોજની માફક આથમી ગયો. રાતે પથારીમાં પડ્યો ને મારી છાતી ઉપર આ વિચાર ચડી બેઠો. હું કચરાવા લાગ્યો. 'રાતે જ આવું કેમ થતું હશે? આખી દુનિયા સુખે સૂતી હશે, ત્યારે દુઃખ નવરું પડતું હશે ને મારા જેવા દુર્ભાગી પાસે આવતું હશે?' મનમાંથી સવાલ ઊઠ્યો: 'શા માટે નિશ્ચય ફેરવ્યો? પરણીને શું કરીશ? આ બધા ય જેમ ખાય છે, પીએ છે ને છોકરાં પેદા કરે છે એમ જ તારે કરવું છે?' આ સવાલના જવાબ ન મળ્યા, ઊલટું એક નવું જ ભૂત આવ્યું; પણ પરણવાનો જ શા માટે વિચાર કરે છે? પરણવાનું હોય તો ય શું? આમ જ રહેવું, સવારે ઊઠવું, દુકાને જવું, રોટલા ખાવા, રાત પડે એટલે સૂઈ જાવું. બસ, જીવન એટલે આટલું જ. હિંમતભાઈના શબ્દો યાદ આવ્યા: 'જીવનને શોધવા જતાં જીવનનો માર્ગ પણ સૂઝશે' ત્યારે આ જીવનને તે ક્યાં શોધવા જવું? આ ઉપાડીને ફર્યા કરું છું એ શું છે?' કંઈ સૂઝયું નહિ. થાકી 'અરિહંત' 'અરિહંત' પોકારવા લાગ્યો.

કાંઈ સમજણ વિના હું ઊઠ્યો, કોટ પહેર્યો, ધીમેથી ઘરની સાંકળ ઉઘાડીને શેરીમાં જઈ ઊભો રહ્યો. આકાશ સામે નજર કરી. કોઈ મને દોરશે?

૩

હું તો ચાલ્યો. ગામ બહાર નીકળ્યો. બસ 'અરિહંત' 'અરિ-હંત' પોકારતો ઠેઠ રાજકોટ પહોંચ્યો. કોઈક મને લઈ જતું હોય એમ હું ખેંચાયે જતો હતો. પરબારો સ્ટેશને ગયો, ગાડી ઊભી હતી. એક ક્ષણ વિચાર આવ્યો કે ચડી બેસું? પણ ક્યાં જવા માટે? જવાબ મળ્યો, 'જ્યાં લઈ જાય ત્યાં.' ટિકિટની બારીએ જઈ જેતલસરની ટિકિટ લીધી ને ગાડીમાં બેસી ગયો. મારી છાતી ધડક ધડક થતી હતી, શ્વાસ જોસભેર ચાલતો હતો. હું ભયવ્યાકુળ બની ચારે બાજુ જોતો હતો. સમજ્યા વિના પ્રત્યેક વસ્તુ, વિચાર કે પડછાયાથી પણ ડરતો હતો. ગાડી કંઈ મારા જેવી નહોતી, સ્ટેશન ઉપર ડંકા થયા, ગાર્ડની સીટી વાગી અને ગાડી દોડી. મને લઈને ક્યાંક દોડી. હું ક્યાં જતો હતો એની મને ખબર નહોતી.

તમને આશ્ચર્ય થશે પણ ગાડીમાં હું ઊંઘી ગયો. સવારના સાડાચાર વાગે જેતલસર જંકશન આવ્યું ત્યારે હું નીચે ઊતર્યો. મેં બહુ મુસાફરી કરેલી નહિ, એટલે જરા ગભરાતો હતો. દરવાજે ટિકિટ આપી સ્ટેશનની બહાર નીકળ્યો. હજી અંધારું હતું, કંઈ સૂઝતું નહોતું. હું તો સ્ટેશન બહાર નીકળી ડાબી બાજુ થોડુંક ચાલ્યો અને એક ઝાડ નીચે બેસી ગયો. મગજમાં વિચારો દોડતા હતા: હું ક્યાં આવ્યો? ક્યાં જવાનો છું? આ બધું શા માટે? કંઈ જવાબ મળે નહિ. થોડી વાર દાંત કચકચાવીને બેસી રહ્યો, પણ એમ વખત શે જાય? અચાનક એક વિચાર ઉદ્ભવ્યો. મારા ડબ્બામાં કેટલાક બાવા બેઠા હતા. તે ગિરનાર જવાની વાતો કરતા હતા. હું તરત ઊઠ્યો. સ્ટેશને જઈ જૂનાગઢની ટિકિટ લીધી ને ગાડીમાં બેસી ગયો. ગાડી ઊપડી, ગાડી કરતાં અસંખ્યગણા વેગથી મારા મગજના વિચારો દોડતા હતા. હું કોઈ અંધારામાં કૂદકો મારતો હોઉં એવું લાગતું

હતું. મને મારી બા, બહેન, ભાઈ, બાપા, હિંમતભાઈ બધાંય યાદ આવ્યાં; પણ મારું મન કઠણ થઈ ગયું હતું. આજ લગી રોઈ રોઈને મેં બધાં આંસુ ખલાસ કર્યાં હતાં. હવે તો જાણે અંદરથી બીજો જ કોઈ વ્રજમોહન બહાર આવવા મથતો હોય એવી સ્થિતિ હતી.

એક ક્ષણ મને મારા સગપણનો વિચાર આવ્યો, અને સાથે જ મારી સાથે ભાગ્ય જોડવા ઇચ્છનાર કોઈ અજાણ દુર્ભાગી કન્યાનો ખ્યાલ આવી ગયો. ઘેર આ વિચાર તો મને આવેલો જ નહિ. મારાં માતાપિતાને પોતાની આબરૂનો ભય, અને એ કરતાં ય વધારે તો હું ન પરણું તો જરૂર બાવો બની જઈશ કે ક્યાંય નાસી જઈશ કે કાંઈક કરી બેસીશ એ ભય દુઃખ આપતો હતો એટલો જ મને ખ્યાલ આવતો હતો. આ વિચાર આવ્યો, અંધારામાં ફૂદકો મારવા જતાં અંતઃકરણે એને પાછો કાઢ્યો; પણ ફરી આવ્યો. મને થયું કે મારાં માતાપિતા તો પ્રભુ જાણે શું કરશે, પણ આ કન્યાનો બાપ તો એને બજારની વસ્તુ હોય એમ મેં ના પાડી એટલે બીજાને આપશે. એ બિચારીના દિલમાં મારા જેવું કે એવું કાંઈક નહિ હોય? મેં તો આટલી ધમાલ કરી અને નાસી છૂટ્યો. એ બિચારી શું કરે? રામ જાણે આ તે કેવી રચના છે!

જૂનાગઢ સ્ટેશન આવી ગયું. હું ઊતર્યો. મારી સાથે કશો સામાન નહોતો. દુકાનના થોડાક પૈસા પાસે હતા. ગામમાં કોઈને ઓળખતો નહોતો. સ્ટેશન બહાર નીકળી મેં જૈન-ધર્મશાળાની પૂછપરછ કરી. ગાડીવાળાએ મને હાક મારી કહ્યું: "શેઠ, ગિરનાર આવવું છે?" જરા વિચાર કરી ભાડું ઠરાવી, હું ગાડીમાં ચડી બેઠો. ગામ વીંધીને ગાડી મને ગિરનારની તળેટીમાં લઈ ગઈ. મેં નીચે ઊતરી સામે પડેલો ગિરનાર જોયો. ભવ્ય અને ભયાનક! મને થયું, આમાં કેમ રહેવાશે? પણ જીવ! હવે તો આવ્યો છો તો બસ, જે હોય તે; તું તો ઝૂકાવી દે. તળેટીએથી થોડું ખાવાનું

લીધું. ખાઈ, પાણી પીને થોડીક વાર ધર્મશાળામાં બેઠો–મનને સમજાવીને ઠીકઠાક કર્યું.

બીજા યાત્રાળુઓને મેં ગિરનાર ઉપર શું છે, કેવો છે, કેટલોક ઊંચો છે, ઉપર રહી શકાય છે કે નહિ, કોઈ સાધુસંત રહે છે કે નહિ–એ બધું પૂછવા માંડયું. ચિત્રવિચિત્ર જવાબો મળ્યા, પણ એટલું તો સમજાયું કે ઉપર જવા જેવું છે; રહેવું હશે તો રહેવાશે પણ ખરું.

ગિરનારનાં પગથિયાં ચડવા લાગ્યો તેમ તેમ ઊછળતા વિચારો શમવા લાગ્યા. અને આજુબાજુ ઊભેલાં શિખરો સામું જોઈ બીજા જ વિચારે ચડી ગયો. વિચારમાં ને વિચારમાં પહેલી ટૂંકે પહોંચ્યો. મંદિર જોયું. અંદર ગયો. મને બહુ શ્રદ્ધા તો નહોતી, પણ કાંઈ જાણવાનું મળશે એમ ધારી સ્નાન કરી પૂજા કરી. બીજા યાત્રાળુ-ઓને જોઈ, મને કાંઈ કાંઈ વિચારો આવી જતા. મારા જેવું કોઈ ગમગીન નહોતું દેખાતું.

પૂજાથી પરવારી થોડું ખાવાનું લઈને ખાધું. પછી મંદિરના ઓટલા ઉપર બેસી, વિચાર કરવા લાગ્યો. હું અહીં શા માટે આવ્યો? હા, આત્મદર્શન કરવા, જીવવાનો હેતુ શોધવા, અંતરની શાંતિ પામવા. આ પ્રાપ્ત કરવા માટે મેં સગપણ તોડયું, ઘર અને માબાપ છોડ્યાં, કોઈ દિવસ એકલો નથી રહ્યો, છતાં આ પહાડ ઉપર ભાગી આવ્યો; પણ હવે શું કરવું? આ ગિરનાર તો ઊભો છે.

દહેરાસરના એક મહેતાજી મારી પાસે આવ્યા ને હું કયાંનો છું, શા માટે આવ્યો છું, કેટલો સમય રોકાવાનો છું, સીધું–સામાન, પાગરણ–પથારી જોઈએ છે કે નહિ વગેરે નક્કી કરેલા પ્રશ્નો મને પૂછી લીધા. મેં પણ મોંએ આવ્યા તે જવાબો આપી દીધા, અને છેલ્લે પૂછ્યું, કે ‘અહીં કોઈ ખ્યાતિ પામેલા મહારાજ છે?’

'ભલા માણસ, ખ્યાતિને શું કરવી છે? આ ચાર–પાંચ મહારાજ બેઠા.' એક ઓરડી તરફ આંગળી ચીંધી બતાવ્યું. મેં હળવેથી પૂછ્યું: 'આટલામાં કોઈ આત્મદર્શન માટે સાધના કરતું હોય એવું છે?'

મહેતાજી ક્ષણ વાર મારી સામે તાકી રહ્યા, અને પછી બોલ્યા: 'પંડિત આનંદવિજયજીનું નામ સાંભળ્યું છે?'

મેં ડોકું ધૂણાવી ના કહી.

'જુઓ, આ સામેનું દહેરાસર છે ને! એની બાજુમાં એક ઓરડી છે. એમાં એ ધ્યાન ધરતા અત્યારે બેઠા છે. હવે અરધા કલાક પછી એ ધ્યાનમાંથી ઊઠશે. જાઓ એમનાં દર્શન કરવાં હોય તો. દર્શન કર્યે પાપ ધોવાય એવા પુણ્યાત્મા છે, એ તો શ્રાવક છે; પણ મોટા મોટા સાધુ મહાત્માઓ મૂંઝાય ત્યારે એમની પાસે આવે છે.' મહેતાજીએ ઓળખાણ આપી.

હું તો પહોંચ્યો ત્યાં. હવે તો મારે નવી દુનિયા જ નિહાળવાની હતી. ઓરડીના બહારના ઓટલા ઉપર બેસી, અરધો કલાક કાઢી નાખ્યો. મને દહેરાસર અને એની કલા જોવાની હોંશ ન હતી.

## ૪

અરધો કલાક પૂરો થયો. બારના ડંકા થયા ને પંડિતજી બહાર આવ્યા. સાવ દૂબળું શરીર, એક સફેદ ધોતિયું પહેરેલું અને એક ઓઢેલું. મોં ઉપર તપશ્ચર્યાનું તેજ હતું. ચાલની ગતિ ધીમી હતી. નજર જમીન ઉપર જ હતી. હું નમસ્કાર કરતો ઊભો થયો. મારા સામું જોયું. નમસ્કાર ઝીલ્યા. કશું બોલ્યા જ નહિ, માત્ર ઊભા રહ્યા. હું તો મૂંઝાયો. મહામહેનતે આટલું બોલી શક્યો: 'આપ જ પંડિત આનંદવિજયજી?'

એમણે માથું હલાવી હા કહી. હું ચૂપ થઈ ગયો. એકાદ ક્ષણ શાંતિ વ્યાપી રહી.

"કેમ ભાઈ, મારું કાંઈ કામ છે?" ધીમેથી પંડિતજી બોલ્યા. મેં કહ્યું: "હાજી, મારે આપની પાસે રહેવું છે.' બસ, હું વધુ ન બોલી શકયો.

'મારી સાથે? શા માટે?'

'હું મૂંઝાયો છું, કંટાળ્યો છું, મને કાંઈ સમજાતું જ નથી, મારે શાંતિ જોઈએ છે.' હું જેમતેમ કરી આટલું બોલી ગયો.

'આવો–આવો, ચાલો, ઓરડીમાં બેસીએ.' આટલું બોલતાં તેઓ ઓરડી તરફ ચાલ્યા. હું એમની પાછળ ચાલ્યો.

ઓરડીમાં એક સાદડી જ માત્ર હતી, બીજું કશું નહિ. તેઓ સાદડી ઉપર બેઠા. મને પણ બેસાડ્યો. હું બેઠો ને મારી ગભરામણ કાંઈક ઓછી થઈ. અંદરથી થયું કે હવે તો અંતરનાં કમાડ ઉઘાડી નાખું. અહીં નહિ ઉઘાડું તો બીજે ક્યાં ઉઘાડીશ? તેઓ મને કેટલુંય પૂછવા લાગ્યા. એમના અવાજમાં માધુર્ય હતું. મેં તો જેમ આવે તેમ કહેવાનું બધું કહી દીધું. અંતે તેઓ બોલ્યા :

'ચિંતા ન કરશો. અહીં તમને શાંતિ મળશે. કુદરત સાથે તમે એકતાર થઈ શકશો. તમારા આત્માનો મેલ દૂર થશે. તમે નાસી આવ્યા તે સારું કર્યું. લગ્નની જાળમાં ફસાયા હોત તો કદી ન છૂટી શકત. તમારા બધા મનોરથો ધૂળ ભેળા થાત. અહીં તમને જીવનનું પરમતત્ત્વ સમજાશે. બધું આનંદમય લાગશે.'

પછી મને ઓરડીમાં બેસવાનું કહી, તેઓ ભોજન લેવા ગયા. મારા મનમાં જરા ટાઢક વળી, મને હિંમતભાઈ યાદ આવ્યા; પણ ત્યાંના કરતાં ય મને અહીં વધુ ગમવા લાગ્યું.

તમે કોઈ ન માનો એવું છે, પણ આ ગિરનાર ઉપર હું બે
રસ રહ્યો. દોઢ વરસ તો પંડિતજીની પાસે જ. ત્યાર પછી એક
વસ આબુથી પંડિતજીને તેડું આવ્યું ને તેઓ ગયા; છ મહિના
એકલો રહ્યો. આ બે વર્ષનો ઇતિહાસ અદ્ભુત છે. આરંભમાં
પંડિતજી શીખવે એમ ધ્યાન, ધારણા, યોગ–એવું બધું કરવા
ાગ્યો. ઉપવાસ, એકટાણાં કરી મારું શરીર ગાળી નાખ્યું. પછી શાસ્ત્રનું
વણ કરવા માંડયું. એમાંથી હું એવું જ શીખ્યો કે 'દુનિયાથી
ર રહે, તારી જાતને પવિત્ર રાખ, એક પણ કર્મ બને તો ન કર.'
ઢ વર્ષ સુધી યથાશક્તિ આવું જીવન હું જીવ્યો. આ દોઢ વર્ષમાં
કે ત્રણ વખત જ્યારે હું એકલો કોઈ શિખર કે એકાંત જગ્યાએ
તો ત્યારે ઘર, માબાપ, દુનિયા સાંભરેલાં; પણ એ બધું મિથ્યા
એમ કહી હું પંડિતજીની ઓરડીમાં આવી બેસી જતો.

પંડિતજી જવાના હતા તેના આગલા જ દિવસોમાં મારા મન
પર વળી હુમલા આવવા લાગ્યા. જ્યારે તમે '૩૦ની લડતમાં જેલમાં
ઠા હશો કે ગામડાં ખૂંદતા હશો એ દિવસોની વાત કરું છું.

ત્યાં પણ મારા મનમાં શાંતિ ન થઈ. મારે જોઈતું હતું તે
ને ધ્યાન ધારણા કે તપમાંથી નહોતું મળતું. પંડિતજી બોલતા
ારે ઘડીક શાંતિ લાગતી, પણ પાછી એની એ જ સ્થિતિ. ઘેર જેમ
એમ લાગતું કે ખાવું ને દુકાને બેસવું એ જ જીવન તેમ અહીં
પણ થવા લાગ્યું કે ઓરડીમાં બેસી રહીને ત્યાગ અને વૈરાગ્યના
વિચારો કર્યા કરવા એ જ જીવન? જીવન આવું ન હોવું જોઈએ,
પણ કેવું હોવું જોઈએ એ તો સમજાતું જ નહિ, એટલે થાકીને
પાછો ક્રિયાકાંડમાં લાગી જતો.

'૩૦ની લડતની વાતો ગિરનાર પહાડ ઉપર પણ આવતી
હતી. એક દિવસે મેં પંડિતજીને પૂછેલું, કે 'આ શું ચાલે છે?'
પંડિતજીએ જવાબ આપેલો, કે 'દેશને સ્વતંત્ર કરવાની લડત ચાલે

છે.' મેં પૂછ્યું: 'એટલે?' પંડિતજીએ કહ્યું: 'એ બધું જાણવાથી શો ફાયદો? બાકી, સારું થાય છે. અહિંસાની લડાઈ છે, પણ છે તો બધું દુન્યવી લાભાલાભ માટે.'

હું મૂંગો રહ્યો, પણ નવી વસ્તુ તરફ અસ્થિર થયેલું મન ખેંચાયું. એ અરસામાં પંડિતજી આબુ ગયા. ગિરનાર ઉપર રહેતા ને આવતા સૌ પંડિતજીને ઓળખતા; એટલે હવે મને પણ સૌ ઓળખતા હતા. હવે જ્યારે કોઈ આવતું ત્યારે તેમને હું સત્યાગ્રહના સમાચાર પૂછતો અને જાણવામાં રસ લેતો. ધીમે ધીમે હું એવું સાંભળવા લાગ્યો કે આ તો આત્મશુદ્ધિની લડાઈ છે. મહાત્મા ગાંધી તો મોક્ષપ્રાપ્તિ માટે લડતમાં પડ્યા છે. મને થયું કે 'આ શું? આ ધમાલમાં આત્મદર્શન? મોક્ષ? જીવનશાંતિ?' એ જાણવાની મને ઇચ્છા થઈ, પણ ગિરનારની નીચે હું ન ઊતર્યો.

પંડિતજી ગયા પછી હું ગિરનાર ભમવા લાગ્યો. પહાડી સૌંદર્ય જોઈ હું તૃપ્ત થયો. જેમ જેમ હું ભમવા લાગ્યો તેમ તેમ મારાં ધ્યાન, ધારણા ઓછાં થવા લાગ્યાં. પછી તો મને વરસાદ વરસતો હોય ને મોટા મોટા પથ્થરો ગબડતા હોય એમાં મઝા આવવા લાગી. ઊંડી ઊંડી ખાણોમાં અને જ્યાં ફાવે ત્યાં હું ફરવા લાગ્યો. ક્યારેક ગિરનારને પાછલે રસ્તે જતો. ત્યાં લાકડાં અને ઔષધિ લેવા આવતા ચીંથરેહાલ માણસો મળતા. હું એમની સાથે વાતો કરતો. એમાંના કોઈએ મને કદી આત્મદર્શનની વાત ન કરી. ફરી ફરીને હું પાછો મારી ઓરડીમાં આવતો. દહેરાસરમાં જતો. હવે તો હું બહુ સમજણો થઈ ગયો હતો. દહેરાસરમાં દર્શન અને પૂજા કરી પુણ્ય કમાવા માટે અમદાવાદ, મુંબઈ અને મારવાડના શેઠિયાઓ આવતા. તેઓ સો–હજારનાં દાન કરી જતા; કોઈ મંદિર સમરાવતા, કોઈ નવું બંધાવી દેતા. સાધુ મહારાજો વૈરાગીના વ્યાખ્યાનો વાંચતા. સામાન્ય લોકો ને ગરીબો ત્યાં આવી પૂજા કરી દહેરાસરમાં કાંઈક પૈસા મૂકી મહારાજને વંદના કરી, પરભવમાં મળશે એવી આશાને ગાંઠે બાંધી

યાત્રા કરી જતા. આ લોકોને હવે હું મળવા લાગ્યો. તેમનું વર્તન જોયું ને વાતો સાંભળી. મહારાજને પાસે રહ્યો. દહેરાસરને પણ નીરખી નીરખીને જોયું. છેલ્લા ચાર મહિના સુધી મેં આમ કર્યું. મારી આડે બાંધેલો પડદો ઊંચકાઈ ગયો. વીસ મહિના સુધી અહીં રહ્યા છતાં મેં નહોતું જોયું તે હવે જોયું. ત્યાગ અને વૈરાગ્ય એ કેવળ શબ્દો જ હતા. દહેરાસરમાં સોનારૂપાના ઢગલા જોયા. વીતરાગદેવની પૂજામાં વૈભવવિલાસની છોળો ઊડતી જોઈ. ધનવાનોને પૈસા ઠાલવી ઠાલવી સ્વર્ગની પૂંજી એકઠી કરતા જોયા, અને સંસાર ત્યાગી બેઠેલા મહારાજોને આ બધા પ્રપંચોમાં ભાગ ભજવતા જોયા. ત્યાગી-વૈરાગી મનાતા મહારાજના હાથમાં સંઘની અને મંદિરોની હકૂમત હતી. તેમની આંખ નીચે શાહુકાર શ્રાવકો હતા. આ બધું જોતાં મારી આંખ ફરી ગઈ. મને તો એમ જ થયું કે આત્મદર્શન અને વૈરાગ્યની વાત કરે છે એનામાં જ કશું નથી; અને જે બિચારા એ વાતોમાં કંઈ સમજતા નથી એ બિચારા કાંઈક કરી રહ્યા છે. ત્યારે આત્મદર્શન, મોક્ષ, પરમશાંતિ એ તે છે શું? હું અહીં ક્યાં સુધી બેસી રહીશ? હું કેટલું જીવવાનો છું એની મને ખબર ન હતી, એટલે વળી મને વધુ ચિંતા થવા લાગી ને કાંઈ ખબર પડ્યા પહેલાં જ હું મરી જઈશ તો? અને પછી શું થશે? આ પ્રશ્નો અનુત્તર જ રહ્યા.

મારી વેદના પાછી વધવા લાગી. હવે તો હું એકવીસ વર્ષનો જુવાન થયો હતો. મારું શરીર દૂબળું પણ કઠણ થઈ ગયું હતું. મારું મન અસ્થિર પણ ગમે તેવા ઘા ઝીલે એવું થઈ ગયું હતું. ગિરનારની ભીષણતા મેં બે વરસ અને ખાસ તો છેલ્લા છ મહિના અખંડ પીધી હતી. પહાડી હવા મારા મગજમાં હવે ભરાઈ હતી. મને કંઈક કરી નાખવાનું મન થતું હતું, પણ શું કરું? તે સવાલ તો ગિરનાર જેવો જ મૂંગો-અનુત્તર હતો.

એક દિવસ અંધારી પાછલી રાતે ચંદ્રના અજવાળામાં હું

ઉપર ચડ્યો. બીજી, ત્રીજી, ચોથી ને પાંચમી ટૂંકે જઇને બેઠો. હજી સૂર્ય ઊંચો ઊગ્યો નહોતો. ચારે બાજુ ધુમ્મસ વ્યાપેલું હતું. આજુ-બાજુનું કશું દેખાતું નહોતું, છતાં ય હું આંખો ખેંચીને ચારે તરફ જોયા કરતો હતો. મારા હૃદયની પણ ત્યારે એવી જ સ્થિતિ હતી. મેં ત્યાં બેસી બુલંદ અવાજે પ્રાર્થના કરવા માંડી. પ્રાર્થના તો હું સાતમી ગુજરાતીમાં ભણેલો એ જ ' અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા '—આખું કાવ્ય કેટલી ય વાર બોલી ગયો. મન સહેજ હળવું થયું. સામે સૂરજ ઊગવાની તૈયારી થતી હતી. ધીમે ધીમે બધું સ્પષ્ટ થતું હતું. આજુબાજુનાં શિખરો દેખાવા લાગ્યાં. ઘડી બે ઘડીમાં સૂર્ય આવી ગયો અને આખી દુનિયા ઉઘાડી થઈ ગઈ. મારી નજર પરબારી જૂનાગઢ શહેર પર પડી. જૂનાગઢ ખોબા જેવડું લાગતું હતું. મને મારું ગામ યાદ આવ્યું, નાનપણ યાદ આવ્યું, આખું ભૂત ખડું થઈ ગયું. કોઈ અકથ્ય ભાવો મારા હૃદયમાં રમવા લાગ્યા. મને ઘરમાં રહેલા એકે ય દુઃખનું સ્મરણ ન થયું. એકલું માધુર્ય જ લાગવા માંડયું. આત્મદર્શનમાં શું આના કરતાં વધુ મીઠાશ હશે ? એક સવાલ ઊઠયો. ઘડીક હું બધું વીસરી ગયો. પહાડનો પંથ ઠેકી હું મારે ઘેર પહોંચી જાઉં એવી ઇચ્છા થઈ ગઈ. હું સારાંમાઠાં સ્વપ્નાં રચવા લાગ્યો. જાણે હું ઘેર ગયો છું, મારી બા બિચારી મારા વિયોગે ખાટલે પડી છે. મારા બાપા અશક્ત છતાં દુકાનનો ભાર ખેંચે છે. નાનો ભાઈ રખડુ થઈ ગયો છે. નાની બહેનનો કોઈ ભાવ પૂછતું નથી. હું જાઉં છું ને સ્મશાન જેવા ઘરમાં નવજીવન આવે છે. મારી બા સાજી થવા લાગે છે. પિતા રાજી રાજી થઈ જાય છે: અહાહા ! બસ, કેવું સરસ ! હું વિચારમાં જ છું ત્યાં જ કોઇએ પાંચમી ટૂંકે આવી દેવઘંટા વગાડી. હું વિચારમાંથી જાગી ગયો.

દેવઘંટાની દોરી ખેંચનાર એક પાંચ વર્ષની છોકરી હતી, એનાં માબાપ સાથે હતાં. માબાપ અને દીકરી ત્રણેયના મોં ઉપર એકલો ઉલ્લાસ જ હતો. હું એમના સામું જ જોઈ રહ્યો. તેઓ તો

ગુરુ દત્તાત્રેયનાં પગલાંને પગે લાગી પૈસા, ચોખા ને સોપારી મૂકી હસતાં હસતાં નીચે ઊતરી ગયાં. મારું હૃદય ઉછાળા મારવા લાગ્યું. ત્યાં તો શંખ ફૂંકતું એક બાવાનું ટોળું ઉપર આવ્યું. 'જય ગુરુ દત્ત'ની બૂમ પડી. 'ઓમ્ ઓમ્ ગિરનારી'ના પડઘા પડ્યા. એ બધાય આવ્યા, પગલાંને નમસ્કાર કરી ઘંટા વગાડી ચાલ્યા ગયા. સામે નજર કરું તો ચોથી ટૂંક ઉપર હાથમાં ઝંડો ને પાછળ ફીકિયારી કરતી કોઈકની જય બોલાવતી સેના ચાલી આવે. આ બધું શું થવા માંડયું? કયો નટરાજ આ બધા ખેલ દેખાડે છે? હું જોતો હતો, વિચારતો હતો, ત્યાં તો સેના ઉપર ચડવા માંડી. 'ઇન્કિલાબ—' પહેલવહેલું જ મેં સાંભળ્યું. આ શું? ત્યાં તો 'ભારતમાતા કી જે'–'મહાત્મા ગાંધી કી જે'થી આકાશ ગાજી ઊઠયું. કોઈ બોલ્યું: 'ઓમ્ ઓમ્ ગિરનારી' સૌએ ઝીલી લીધું. આ દશ્ય અદ્‌ભુત હતું. હું ખસીને એક ખૂણે જઈ બેઠો. જેટલા સમાઈ શકયા તેટલા ઉપર આવ્યા, અને એ તો માંડ્યા જે ફાવે તે ગાવા. એકાદ કલાક તોફાન મચાવી સૌ પાછા વળ્યા. હું તો આંખો ફાડી આ બધું જોઈ જ રહ્યો હતો.

એક વાત મનમાં ગોઠવાવા લાગી, આ પહાડ ઉપરથી તો નીચે ઊતરવું જોઇએ. આવડી મોટી દુનિયા શું કરે છે એ જાણવું જોઇએ. હવે મારે લાગણીને વશ થવું નહિ પાલવે. મન ઠેકાણે રાખીને મારે બધું બરાબર તપાસવું જોઇએ. અત્યારે જે નવું જોઉં છું તે મને અદ્‌ભુત લાગે છે, અને જ્યાંત્યાં હું અથડાઈ પડું છું. જગતનું દર્શન કરવા નીકળું, બધું જોતાં જોતાં મારું સ્થાન મને મળી આવશે. અહીં બે વરસ રહ્યો, પણ 'બાવા ત્યાંના ત્યાં.' નાનપણમાં માબાપે કહ્યું તેમ કર્યું. મુનિ મહારાજ આવ્યા ત્યારે એમણે કહ્યું તેમ કર્યું. હિંમતભાઈ મળ્યા ત્યારે વળી તેમણે કહ્યું તેમ અને આ પંડિતને મળ્યા ત્યારે એ બોલ્યા એ સત વચન ગણ્યું. હવે મારે પોતે કાંઈક નક્કી કરવું જોઇએ. એક વખત

તો ઘેર જઈ આવું, નહિ તો જ્યાં જઈશ ત્યાં એ ઘર મારી પાછળ છાયાની જેમ આવશે, અને હું જરા ગાફેલ થઈશ કે મારી ઉપર ચડી બેસશે. ઘેર જાઉં, સૌને મળું, મારા વિચારો એમને કહું, એમની વચ્ચે થોડાક દિવસ રહું અને પછી જે કરવું ઘટે તે કરું. આમ વિચારતો હું નીચે ઊતર્યો. ઓરડીએ પહોચતાં સાંજ પડી ગઈ. થોડું દૂધ પી લીધું અને ઓરડીમાં સાદડી ઉપર બેઠો. કશાય કામ વિના રાતની રાહ જોઇને બેઠો. રાત પડી. અંધારું થવા માંડયું. મેં મારાં લૂગડાંનું પોટકું બાંધ્યું. હું પંડિતજી પાસે ગયા પછી તો ખાદીનું પહેરણ ને ધોતિયું પહેરતો, એ એક જોડ સાથે બાંધ્યાં. મારા પૈસા પડ્યા હતા તે લીધા અને કોઇને કહ્યા વિના નીચે ઊતરી ગયો. રાત ધર્મશાળામાં રહ્યો. સવારે સ્ટેશને ગયો. બે વરસ પછી આ જોયું. બધું વિચિત્ર લાગતું હતું, પણ આવ્યો ત્યારે જેવી મૂંઝવણમાં હતો એવું હવે નહોતું. રાજકોટની ટિકિટ લઈ ગાડીમાં બેઠો. 'હિંમતભાઇને મળીશ. એમને કેવું લાગશે? ઘેર જઈશ, બે વર્ષમાં કેટલા ફેરફાર થઈ ગયા હશે? મારા ગયા પછી શું કર્યું હશે? મને જીવતો માન્યો હશે કે મરી ગયેલો? હું કેવી રીતે ભાગી આવ્યો? જરા ખબર આપતો આવ્યો હોત તો? પણ હવે શું થાય? અત્યાર સુધી તો હું જ મારા કાબૂમાં હતો. ગમે તે દિશાનો વાયુ મારી નૌકાને જ્યાં ફાવે ત્યાં દોરી જતો. ઈશ્વરનો એટલો ઉપકાર કે મારો નાશ ન થઈ ગયો.' આમ વિચારતો હતો ત્યાં જેતલસર આવ્યું. મેં સ્ટેશન બહાર નીકળી, પેલું ઝાડ જોયું ને એકલો એકલો જરા હસ્યો. પાછો ગાડીમાં બેઠો. ગાડી રાજકોટ તરફ દોડતી હતી. એક પછી એક સ્ટેશનો પસાર થવા લાગ્યાં. જેમ જેમ રાજકોટ પાસે આવતું ગયું તેમ તેમ વળી મનમાં કાંઈક થવા લાગ્યું. જાણે છાતીમાંથી પેટમાં કાંઈક નીચે ઊતરતું હોય! હું સ્વસ્થ થવા પ્રયત્ન કરવા લાગ્યો. મારી સામે ઘર છોડયું એ રાત, આખો પ્રવાસ, ગિરનારનાં બે વરસો—એવાં લાખ લાખ ચિત્રો

ખડાં થયાં. મેં કેવું કેવું કર્યું? હું પોતે જ આશ્ચર્ય પામવા લાગ્યો. સ્વપ્ન જેવું બધું વિચિત્ર લાગવા માંડ્યું, પણ હું જાણતો હતો કે એ સત્ય હતું; એટલે એની લાગણીથી પર નહોતો થઈ શકતો.

## ૫

રાજકોટ સ્ટેશન આવી ગયું, ગાડી ઊભી રહી ગઈ. હું તો ગાડી સામે જોઈ રહ્યો. મુસાફરો એક પછી એક બહાર નીકળવા લાગ્યા. હું તો ગાડી ઊપડી જાય પછી નીકળીશ એમ વિચારી ઊભો જ રહ્યો. ગાડી ઊપડવાની થોડીક વાર હતી ત્યાં એક ગામડાનો વાણિયો–લાંબું શા માટે કરું?–મારા બાપ જ દોડતા દોડતા પ્લેટફોર્મ ઉપર આવ્યા. મેં જોયા, એમણે મને જોયો. એમના હાથમાંથી સામાન પડી ગયો. એમના પગ ધ્રૂજવા લાગ્યા. મને થયું હમણાં પડી જશે. હું દોડીને એમને વળગી પડ્યો. પિતાની આંખો છલકાઈ ગઈ. હું આશ્ચર્યપૂર્વક જોઈ રહ્યો. સ્ટેશન ઉપર કોઈની નજર અમારા ઉપર નહોતી.

અમે પિતા–પુત્ર બોલ્યાચાલ્યા વિના બહાર નીકળ્યા. મેં ગાડી ભાડે કરી લીધી. બેઠા પછી ધીરેથી મારા પિતાને મેં કહ્યું: 'હું નિરાંતે બધી વાત કરીશ, હવે તમે મૂંઝાશો નહિ. હું તમને મળવા જ આવ્યો છું.' પિતા મારી સ્થિતિ સમજી ગયા, તે કાંઈ બોલ્યા નહિ. ગાડી હિંમતભાઈના ખાદીભંડાર પાસે ઊભી રહી. હિંમતભાઈ તો બે વર્ષ પછી પણ આબાદ એવા જ. મને જોયો એનો આનંદ એમના મોં ઉપર સ્પષ્ટ દેખાતો હતો. મારા પિતાએ અને એમણે સામસામા નમસ્કાર કર્યા. હું સમજ્યો કે મારા ગયા પછી આ ઓળખાણ થઈ લાગે છે. જમવાનો વખત થયો હતો, એટલે અમે બધા ઊઠ્યા. હિંમતભાઈને ઘેર ગયા. એ જ ગાય, એ

જ ફળિયું, એવી જ શાંતિ; પણ થોડો ફેર હતો. જે ઓરડામાં હું બે વરસ પહેલાં બેઠો હતો તે ઓરડાની છબીઓમાં સરદાર વલ્લભભાઈ અને જવાહરલાલની છબી વધી હતી. એક બાજુ બારડોલીપીંજણ અને બે ફાળકા ટીંગાતાં હતાં. હિંમતભાઈનાં વૃદ્ધ માતુશ્રી ઓસરીમાં બેઠાં રેંટિયો કાંતતાં હતાં. આ ફેરફાર તરત જ મારા ધ્યાનમાં આવી ગયો.

અમે જમવા બેઠા, મારા પિતા પણ બેઠા. જમવામાં તો એનો એ જ દૂધરોટલો હતો. જમીને અમે બેઠા. હિંમતભાઈએ મારી તબિયતના સમાચાર પૂછી મારા પિતાને કહ્યું: 'જુઓ, આવી ગયા ને! ઈશ્વરની કળા અકળ છે. વ્રજમોહનભાઈ સત્યને શોધવા માટે ઘર છોડી ભાગ્યા હતા. આજે કદાચ એમને એમ લાગ્યું હશે કે સત્ય તો જંગલમાં કે પહાડ ઉપર નથી. એ જો સમજાય તો અંતરમાં છે; નહિ તો ત્રિલોકમાં ક્યાંય નથી. એ ક્યાં હતા, શું કરતા હતા વગેરે તો એ કહેશે; એટલે આપણે જાણશું.'

મારા પિતા ગળગળા થઈ બોલ્યા: 'હિંમતભાઈ, મને માફ કરજો, મેં અણસમજમાં તમને દોષ દીધો, તમને કડવાં વેણ કીધાં. સાચે જ હું એ પાપમાંથી ક્યારે છૂટીશ?'

'એવું મારા મનમાં કાંઈ નથી, મારે એકેય બાળક નથી; પણ હું પિતાનું દુ:ખ સમજું છું. મને માઠું જ લાગ્યું નથી, ત્યાં માફ કરવાનું શું હોય? હું તો તમને એટલી વિનતિ કરું છું કે તમારે હવે નવો જમાનો ઓળખવો જોઈએ, દીકરાને ઘરમાં પૂરી રાખશો તો કોઈ દિવસ એ બારણાં તોડીને ભાગી જશે. તમે આ ગયે વર્ષે જોયું ને! કેટલા જુવાનિયા આપણા રાજકોટમાંથી જ જેલમાં ગયા? ફૂલ જેવાં બાળકોએ કેવી લાઠીઓ ઝીલી? અરે! પંદર પંદર વર્ષની છોકરીઓ રાક્ષસ જેવા લાઠીધારી પોલીસોની સામે ઊભી રહી. આપણે આપણા આખા દેશની વાતો સાંભળીએ તો તો

મોંમાં આંગળી જ ઘાલી જઈએ. માબાપોએ હવે સમજવું જોઈએ.' હિંમતભાઈ અચકાતા અચકાતા પણ આટલું બોલી ગયા. હું આ સાંભળીને વિચારમાં પડ્યો કે દુન્યવી લાભાલાભની આ લડત હિંમતભાઈના હૃદયમાં આટલું સ્થાન ભોગવે છે? એમાં શું એમણે આત્મદર્શનનો માર્ગ જોયો હશે!

મારા પિતા બોલ્યા: 'હિંમતભાઈ, અમે બધું ય સમજીએ છીએ; પણ માબાપનો જીવ છે ને! નાનપણથી એક ઘડી ય આને આઘો નથી કર્યો.'

'એ હું સમજું છું, પણ હવે તમારે કઠણ થઈને નવા જમાના સાથે ભળવું જોઈએ. વ્રજમોહનભાઈમાં તો શક્તિદેવીનો જન્મ થયો છે. તમારે એને જ્યાં જવું હોય, જે કરવું હોય તે કરવાની છૂટ આપવી જોઈએ. આવા દીકરા તો કોકના જ હશે. એ તમારું આખું કુળ ઉજ્જવળ કરશે. ઠીક, હવે આપણે વ્રજમોહનભાઈને તો પૂછીએ કે એ ક્યાં જઈ આવ્યા?' હિંમતભાઈએ મારા સામું જોયું.

મેં વિસ્તારથી વાત કરી. માત્ર એમાં મારા પિતાને આઘાત ન થાય, એટલું ધ્યાન રાખ્યું. વાત પૂરી થયા પછી મારા પિતાએ મને પૂછ્યું: 'આપણે અત્યારે ઘેર જશું?'

હિંમતભાઈએ કહ્યું: 'હવે સવારે જ જજો. એક રાત મારા ઘરને પાવન કરો. જોયું ને વ્રજમોહનભાઈ કેવાં પરાક્રમ કરી આવ્યા? તમે આ બધું પહેલાં સાંભળ્યું હોય તો ખરેખર આભા જ બની જાઓ ને?'

'મારી તો છાતી જ ફાટી જાય, હિંમતભાઈ!' મારા પિતાના અવાજમાં અત્યારે પણ ભયની થથરાટી હતી.

'છાતી તો લોઢાની બનાવીએ, લોઢાની. દુનિયામાં પોચી છાતી રાખ્યે ન ચાલે. ઘા મારનાર મારી મારીને થાકે, આપણે તો રામને

આશરે બેસી રહીએ. આપણે ઘેર જન્મ્યો એટલે દીકરે કાંઈ ગુનો કર્યો? આપણને ઠીક લાગે ત્યારે એને ખવડાવીએ, ઠીક લાગે ત્યારે કામે લગાડીએ અને ઠીક લાગે ત્યારે પરણાવી દઇએ. માબાપ જીવતાં રહે ત્યા સુધી દીકરાએ શું ઘરનાં ઢોરની જેમ જ રહેવું? માબાપે છોકરાને પેદા કર્યાં તો પછી એને ઉછેરે, કેળવણી આપે અને પછી દુનિયામાં વહેતો મૂકી દે. એનામાં હીર હોય તો કાંઈક બહાર તો આવે, ઘરમાં ને આજ્ઞામાં પૂરી રાખીએ તો એનું હીર ગૂંગળાઈ જાય. દીકરાને સાચી કેળવણી આપી હશે તો ઘરડાં માબાપને ભૂખ્યાં કે દુખ્યાં નહિ રહેવા દે; અને એમ છતાં ય રોટલો ન આપે તો ય શું? રોટલો આપનાર દીકરો કે બાપ કોઈ નથી; એ તો એકલો રામ જ છે.' હિંમતભાઈના શબ્દે શબ્દે હું મનમાં હરખાતો હતો.

"ચાલો ત્યારે, પ્રાર્થના કરી લઇએ." આટલું બોલી હિંમતભાઇએ તંબૂર લીધો. 'આજ મિલ સબ ગીત ગાઓ ઉસ પ્રભુ કે ધન્યવાદ'–એ ભજન લલકાર્યું. અમે પિતાપુત્ર પાછલાં દુ:ખો ઘડી ભર ભૂલી ગયા. મારા પિતા માટે આ બધું નવું હતું; છતાં એ નવીનતા સામે એમના હૃદયમાં બળવો જાગતો હોય એવું મને ન લાગ્યું.

'વ્રજમોહનભાઈ, તમારી પરાક્રમકથા તો અમે સાંભળી પણ તમારા ગયા પછી અહીં શું થયું એ તમારા પિતાશ્રી પાસેથી સાંભળ્યું?' હિંમતભાઇએ મને પૂછ્યું; વચ્ચે જ મારા પિતા બોલી ઊઠ્યા: 'હું તો તમારા ભંડાર સુધી આવતાં એક અક્ષરે ય નથી બોલ્યો. મેં તો વ્રજમોહનને જોયો ને મારી વાચા જ બંધ થઈ ગઈ, પણ હવે જૂની વાત શું ઉખેળવી? એ તો ભાગ્યમાં આટલાં દુ:ખ લખ્યાં હશે; પણ અંતે ભગવાનની કૃપા તે વ્રજમોહન પાછો આવી ગયો.'

'લ્યો, હું જ કહી દઉં. જુઓ,' મારી સામે જોઈ હિંમત-

ભાઈ બોલ્યા. "તમારા ગયા પછી બીજે જ દિવસે મારા ઘર ઉપર ધાડ આવી. તમારા પિતા અને તમારાં બીજાં સગાંવહાલાંઓ અહીં આવ્યાં. મને કહેઃ 'તમે જ ક્યાંક ભગાડ્યો છે.' આવેશમાં ને આવેશમાં જેમતેમ બોલી ગયાં. મેં તો હાથ જોડી ફરી ફરી કહ્યું, કે 'મને કાંઈ ખબર નથી;' પણ મારું કોણ માને? આખા ગામમાં હોહા મચાવી દીધી. બજારમાં નીકળું ને દુકાનના વેપારીઓ મારી સામે આંગળી ચીંધીને અંદર અંદર વાતો કરેઃ 'બિચારા ગરીબ વાણિયાના છોકરાનું સગપણ તોડાવી નાખ્યું અને છોકરાને બાવો બનાવી ક્યાંક ભગાડી મૂક્યો.' હું ઈશ્વરનું નામ રટી આ બધું સાંખી રહ્યો હતો. તમારા બાપાએ ઘણે ય ઠેકાણે તપાસ કરાવી; પણ તમે ગિરનારની ગુફામાં બેસી ગયા હશો એ કોણ જાણે? અંતે થોડા દિવસ પહેલાં કો'કે કહ્યું કે વખતે અમદાવાદમાં મહાત્મા ગાંધીના આશ્રમમાં હશે. હમણાં હમણાં જુવાનિયા ત્યાં બહુ ભાગી જાય છે. તમારા બાપા તો મરણખાટલે પડેલા દરદીની પેઠે જે કોઈ બતાવે તે પ્રમાણે કરે; એટલે તમને લેવા એ અમદાવાદ જતા હતા, પણ પ્રભુ છે ને! એ સૌની પત રાખનારો છે. સ્ટેશન ઉપર જ તમને ભેટાડી દીધા."

આટલું હું ધ્યાનપૂર્વક સાંભળી ગયો, પણ એમાં મારા સગપણની કશી વાત ન નીકળી. મેં પૂછ્યુંઃ 'પણ પછી મારા સગપણનું શું થયું?' મારા પિતા બોલ્યાઃ 'બીજું શું થાય? કુટુંબની લાખ રૂપિયાની આબરૂ લૂંટાઈ ગઈ. સગપણ તૂટી ગયું અને કન્યાના બાપે તો ચાર હજાર લઈ, આ રાજકોટમાં જ તારા જેવડા એક છોકરાને કન્યા પરણાવી દીધી.'

આ સાંભળતાં મને ઘા લાગ્યો. 'ચાર હજાર રૂપિયા લીધા?' હું તરત બોલી ઊઠ્યો.

'હા, એ તો આપણું ખાનદાન કુટુંબ તે હજારની કોથળીમાં

જ પતી ગયું હતું; નહિ તો આપણી નાતમાં એવી કન્યા મળે?' મારા પિતાનો આ જવાબ સાંભળી, હું તો આભો બની ગયો. મારા સગપણના હજાર રૂપિયા આપેલા, એ મને ખબર પણ ન હતી. હું ઈશ્વરનો ઉપકાર માનવા લાગ્યો કે લોહીના વેપારમાંથી મને અણસમજુને બચાવી લીધો. આ વિષે હવે મારા પિતાને કાંઈ કહેવાનો અર્થ નહોતો. હું હિંમતભાઈ સામું જોઈ મૂગો જ બેસી રહ્યો. તેઓ મારું દુઃખ સમજ્યા. એમને પણ આ નવાઈ જેવું લાગ્યું.

'વ્રજમોહનભાઈના સગપણના તમે હજાર રૂપિયા આપેલા, એ એમને ખબર પણ નહિ હોય.' આટલું બોલી હિંમતભાઈએ મારા સામું જોયું.

'મને ખબર હોત તો એ એક જ કારણ મારું સગપણ તોડી નાખવા માટે બસ હતું. હું બહુ ભણ્યોગણ્યો નથી, તેમ દુનિયા પણ મેં જોઈ નથી; છતાં જ્યારથી સમજણો થયો છું ત્યારથી અમારી નાતમાં ચાલતા આ નિર્દય રિવાજ સામે મારું દિલ ઊકળ્યા જ કર્યું છે. મને હમેશ એ ભયંકર જ લાગ્યું છે. પ્રભુએ કેવો મને ઉગારી લીધો! નહિ તો આખું જીવતર એ સંભારી સંભારીને હું બળ્યા કરત.' મારા અવાજમાં ખૂબ પ્રયત્ન છતાં ઉશ્કેરાટનો કંપ આવી ગયો. મારા પિતા મારી સામું જ તાકી રહ્યા હતા.

હિંમતભાઈ બોલ્યા :

'સત્યને માર્ગે ચાલનારને સુખની સેજ નથી મળતી, પણ કોઈ ને કોઈ રીતે એ પડતો તો બચી જ જાય છે અને સત્યશોધકને એટલું જ બસ હોય છે. દુઃખથી એ કદી બીતો નથી, સુખની તમા કરતો નથી, એનું પરમસુખ સત્યના પાલનમાં હોય છે. એનું ઘોર દુઃખ સત્યના ભંગમાં હોય છે.' મેં આશ્વાસન મેળવ્યું અને સત્યની અદૃશ્ય શક્તિને અંતરથી નમન કર્યું.

થોડી વાર કોઈ બોલ્યું નહિ, મારા પિતા કાંઈક ઊંડા વિચારમાં ડૂબી ગયા હતા. મેં એમના તરફ જોયું, એમની આંખોમાં પશ્ચાત્તાપ જેવું લાગ્યું. હું વિચારવા લાગ્યો કે તે દિવસે જ્યારે મારું આખું ઘર રડયું હતું, એ દિવસ સુધી ઘરમાં કોઇએ અનાજનો દાણો નહોતો લીધો, સ્મશાન જેવી ભીષણતા પાથરી દીધી હતી એ શા માટે? હું લગ્નની ના પાડતો હતો, એનું આટલું બધું દુઃખ? પોતાની આબરૂના ભયનું એ દુઃખ હશે કે હું લગ્ન નહિ કરું તો સમાજ છોડી બાવો બની, ગમે ત્યાં અથડાઈ મરીશ; એનું દુઃખ હશે? મને એમાં સમજ ન પડી. એ ઢોંગ તો ન જ હોય, ઢોંગ શા માટે કરે? પણ આટલું જાણ્યા પછી મેં મારા માતાપિતાને જે દુઃખી કર્યાં હતાં એનું દુઃખ મારા મનમાં હતું, તે નીકળી ગયું. મારા પ્રયત્ન વિના આ પાપમાંથી અમે સૌ બચી ગયાં.

'હવે સૂઈ જશું?' હિંમતભાઈએ વિચાર અને શાંતિ બન્ને તોડ્યાં. હું અને મારા પિતા તૈયાર જ હતા. પથારી થઈ અને અમે સૂતા.

મારા પિતા માટે ગાદલું નાખ્યું હતું. હિંમતભાઈ અને હું સાદડી ઉપર સૂતા. હું રાતના લગભગ બાર વાગ્યા સુધી વિચારમાં ઝોલાં ખાતો હતો, અંતે ઊંઘી ગયો. મારા પિતા હું જાગતો હતો ત્યાં સુધી ઘડી ઘડી પડખાં બદલતા હતા, એટલે જાગતા જ હશે. હિંમતભાઈ ઘસઘસાટ ઊંઘતા હતા.

સવારે પાંચ વાગે હું જાગ્યો, મારા પિતા અને હિંમતભાઈ તો સવારના ક્યારના જાગીને બેઠા હતા. પિતાની આંખો જોતાં મને લાગ્યું કે તેઓ ઊંઘ્યા નથી, પણ એમનાં મોં ઉપર કંટાળો ન હતો; શાંતિ જણાતી હતી.

એકાદ કલાકમાં અમે પિતાપુત્ર તૈયાર થઈ હિંમતભાઈની

વિદાય લીધી, અને અમારે ગામ ઊપડ્યા. રસ્તામાં અમારે ખૂબ વાતો થઈ. મારા પિતાના સ્વભાવમાં ઘણો ફેરફાર પડી ગયેલો મેં જોયો. દુ:ખને લઇને આમ થયું હશે કે હિંમતભાઈની જાદુઈ હવા લાગી હશે, તે હું કળી ન શક્યો.

૬

ઘેર પહોંચતાં મારી બાના આનંદનો પાર ન રહ્યો, બિચારી મારા ગયા પછી સાવ સુકાઈ ગઈ હતી; થોડી વાર રહીને મારો ભાઈ પણ દુકાનેથી આવી ગયો. આજુબાજુના પાડોશીઓ અને સગાં-વહાલાં આવ્યાં અને મીઠાં વચનો ઉચ્ચારી ગયાં. મારી આંખ આ બધાંની વચ્ચે મારી નાની બહેનને શોધતી હતી, પણ એ ન દેખાઈ. મેં મારી બાને પૂછ્યું. એનું મોં સહેજ ઢીલું થયું. હું સમજી ગયો. ઘેર આવ્યો ત્યારની મારા મનમાં એ અશુભ શંકા જન્મી હતી. મારા ગયા પછી એક વર્ષે મારી નાની બહેનને માતા નીકળ્યાં, અને ચાર દિવસમાં દુનિયાનું બધું કામ પૂરું કરી એ ચાલી ગઈ. ક્યાં ગઈ એ કોને ખબર છે? બધાં ય બોલ્યાં કરે છે કે ભાઈ સૌએ એક દિવસ મરવાનું છે; પણ કોઈ એમ માનીને જીવતું હોય એમ નથી લાગતું. મને મારી બહેન ઉપર અપાર વહાલ હતું, એ ઘરનાં બધાં જાણતાં હતાં; એટલે મને શાંતિ આપવા વૈરાગ્યના શબ્દો બોલવા માંડ્યાં, પણ હવે હું કાંઈ નાનો નહોતો. હું રડ્યો નહિ, પણ આ વૈરાગ્યના શબ્દોની મારા ઉપર ફશી અસર ન થઈ. અને તો ઊલટું એમ થયું કે મારી બહેનને એક વર્ષમાં બધાં ભૂલી જ ગયાં? એ જીવતી હતી ત્યારે તો બધા ય ખૂબ વહાલ બતાવતાં હતાં, એ ઢોંગ હશે? પણ હું આ બે વરસ ગયો એનું દુ:ખ તો સ્પષ્ટ દેખાય છે, તો પછી મારી બહેનનું શા માટે નહિ? હું જીવતો હોઈશ, અને જીવતો હોઈશ તો પાછો આવીશ એવી આશા હશે માટે? હું હવે ક્યાં ય જાઉં, અને પાછો નથી જ આવવાનો એવી એમને ખાતરી થઈ જાય

તો થોડા દિવસમાં દુઃખ ભુલાઈ જાય ? મને મારા મનમાંથી તો કાંઈ જવાબ ન મળ્યો પણ મને યાદ છે ત્યાં સુધી તે દિવસે મને એટલું લાગ્યું, કે આ દુનિયામાં સુખદુઃખના પણ કેટલા અદૃશ્ય નિયમો પ્રવર્તે છે. કોઈ વીરલા જ એ નિયમોમાંથી બહાર નીકળી શકે છે, નહિ તો કાંઈ આમ થાય ? આપઘાત કરવાનું મન થાય એવો આઘાત પણ સમય વીતતાં ભુલાઈ જાય છે ને ઘા રુઝાઈ જાય છે.

હું આવ્યો તે દિવસે મારા ઘરમાં કંસાર થયો. મેં સાંભળ્યું કે મારા ગયા પછી આજે મિષ્ટાન્ન ખવાય છે, પણ મારે તો કંસારમાંથી મીઠાશ ઊડી ગઈ હતી; છતાં બે–ચાર કોળિયા ખાધા. મારું દુઃખ પ્રકટ કરી શકું એવી ઘરની હવા જ નહોતી. મેં બધું ય છાતીમાં સંઘરી રાખ્યું અને માબાપને આનંદ આપવા, પાછલું દુઃખ સાવ ભુલાવી દેવા, અલકમલકની વાતો કરવા માંડી.

આમ ને આમ દસ–પંદર દિવસ વીતી ગયા. હું દુકાને જતો, પણ હવે દુકાનનું કામ મારો નાનો ભાઈ ચલાવતો. મારા બાપા એ ઉપર દેખરેખ રાખતા. હજુ સુધી મને સૌ મહેમાનની માફક રાખતા. હું સમજતો કે મારું મન થાળે પાડવા માટે આમ થાય છે, પણ મનડું ક્યાં થાળે પડે એવું હતું ? ગિરનારની ગુફામાં ય નહોતું પડ્યું. મારા ધર્મવિચારોને અહીં નવો જ ઝોક મળતો હતો. '૩૦ ની લડત તો ઊંડાં ઊંડાં ગામડાં સુધી પહોંચી ગઈ હતી. મેં સાચીખોટી લોકઆવૃત્તિ જેવી સત્યાગ્રહની કથા આ ગામડાંમાં સાંભળી. મેં જોયું કે લોકોના વિચારોમાં જ કાંઈક ફેર પડી ગયો હતો. કશું કરતા નહોતા પણ દુઃખને દુઃખ તરીકે ઓળખતા થઈ ગયા હતા.

ગિરનાર ઉપર યાત્રાળુઓ પાસેથી જ વાતો સાંભળેલી, તે બધી મને તાજી થતી હતી. હિંમતભાઈના ઘરમાં એની ડોસીમા રેંટિયો

કાંતતાં હતાં, એ પણ મને સ્મરણ હતું; અને એટલું તો હું ચારે બાજુથી સાંભળતો કે 'આ તો સતની લડાઈ છે, આમાં કોઇને મારવાનું કે દુઃખ દેવાનું ન હોય. પોતાની જાત ઉપર જ જેટલાં દુઃખો આવી પડે તેટલાં ઓઢી લેવાં જોઇએ.' આ વિચારો મારે માટે સાવ નવા હતા. મારામાં તો નાનપણથી એક જ સંસ્કાર પડ્યા હતા કે 'સંસાર દુઃખની ખાણ છે, એનાથી ભાગજે.' આ સંસ્કારો ઉપર સિંચન થયું ને હુ ખરેખર ભાગ્યો, પણ ગિરનાર કાંઈ સંસારની બહાર નહોતો; અને બહાર હોય તો ય હું અને બીજા સંસાર ભેળો લઇને જ ત્યાં ગયા હતા.

મારા હૃદયમાં આ નવી, હજી સ્પષ્ટ નહિ થયેલી વસ્તુ ઉદ્ભવી. એટલામાં એક દિવસ હું રાજકોટ ગયો. જઇને હિંમતભાઇને મળ્યો. હવે પહેલાંનાં જેટલી ગભરામણ નહોતી. એમને '૩૦ની લડત વિષે બધું પૂછ્યું. એમણે વિસ્તારથી વાત કરી. દેશનું દુઃખ, દેશની સ્વતંત્રતા, આપણો ધર્મ આ બધા વિચારો મને આશ્ચર્ય પમાડનારા પણ સુખદ લાગવા માંડ્યા. એ વખતે જ મેં જાણ્યું કે ત્યારે મોકૂફી ચાલતી હતી, અને દેશમાં કેટલેક ઠેકાણે લોકોને તાલીમ આપવાનું કામ ચાલતું હતું. મારા મનમાં અનેક શંકાઓ ઊઠતી હતી. 'આથી કાંઈ આત્મદર્શન થાય? પરમ શાંતિ મળે? આ તો પ્રવૃત્તિમાં પડવાની–ધાંધલ મચાવવાની–બધી વાત છે.'

હિંમતભાઈએ મારાં હૃદયચક્ષુ ઉઘાડ્યાં. એમણે મને સમજાવ્યું, કે 'માણસ દુનિયાથી જુદો થઈ શકે જ નહિ, અને જ્યાં આજુબાજુ દુઃખ પ્રવર્તતું હોય ત્યાં લાંબો કાળ કોઈ સુખે રહી શકે નહિ. માણસના હૃદયમાં જ એવું કાંઇક ગોઠવ્યું છે કે એ બીજાનાં દુઃખનો વિચાર કરે. આ જે 'કાંઇક' છે તેને–ગાંધીજી જેવા પ્રેમ કહે છે; એ પ્રેમનો–વિચાર કરવો જોઇએ. એ પ્રેમને લઇને જ માતા બચ્ચાંને જન્મ આપે છે, દૂધ પાય છે, જીવની જેમ જાળવીને ઉછેરે છે. એ

પ્રેમથી જ તમે તમારી બહેનના મૃત્યુથી દુ:ખી થયા. આ પ્રેમને તમારા ગામ ઉપર ઢાળવો કાઠિયાવાડ ઉપર ઢાળવો, દેશ ઉપર અને આખા જગત ઉપર ઢાળવો. તમે જેમ જેમ બીજાનું દુઃખ દૂર કરવા માટે દુ:ખી થતા જશો તેમ તેમ સુખ અનુભવશો. દુનિયા એમ જોશે ને માનશે કે તમે બીજાને માટે ભારે દુ:ખી થઈ રહ્યા છો, પણ તમે તો રસના કૂંડાં પીતા હશો.'

આવી તો ઘણી વાતો થઈ. એમણે મારી પાસે 'નવજીવન'નાં પુસ્તકો મૂક્યાં. હું એ પુસ્તકોનું પોટકું ઉપાડીને મારે ગામ આવ્યો. મારા બાપાએ આ જોયું. તેઓ સમજી ગયા કે હવે હું ક્યાં જઈ રહ્યો છું, પણ તેઓ કશું ન બોલ્યા. આ પુસ્તકો હું જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ નવું જ અજવાળું પામતો ગયો. મારી આજુ-બાજુ જે દુનિયા જીવતી-જાગતી રોજ ઊભી હતી, તેને હું જુદી જ રીતે જોવા લાગ્યો. આ બધું કરતાં મારી આત્મદર્શનની ધૂન કાંઈક મોળી પડી, પણ હવે પગ વાળીને કે હાથ જોડીને બેસી રહેવાય નહિ એમ મને લાગી ગયું. હું ત્યારથી નિયમિત કાંતવા લાગ્યો. ખેતરમાં ને વાડીમાં, દુકાનને ઓટલે કે ચોરે-જ્યાં જાઉં ત્યાં-ખેડૂતો દેખાય. એમને હું બધુંય પૂછું, અને મનમાં કાંઈકને કાંઈક ગોઠવતો જાઉં. અંત્યજોની દુઃખકથા વાંચ્યા પછી મારા ગામના ઢેડવાડે જવાનું ખૂબ મન થાય, પણ મારા પિતાને આઘાત થાય એ ભયથી હું ન જતો; પણ શેરીમાં કે દુકાને જ્યારે કોઈ ઢેડ, ચમાર કે ભંગિયો મળે ત્યારે હું અપરાધી હોઉં એમ તેના સામું જોઈ રહેતો.

આમ છ મહિના વીતી ગયા. ગાંધીજીનાં ગોળમેજીનાં ભાષણો હું વાંચતો, પણ એમાં સમજતો નહિ. મારા મન ઉપર એક જ છાપ પડતી હતી કે આપણો દેશ અઘોર દુઃખમાં પડ્યો છે.

## ૭

એક દિવસે મારા બાપાને મેં ધીરજથી મારા મનની બધી વાત કહી. મારી બા હાજર હતી.

છૂટી છૂટી વાત તો દરરોજ થતી હતી, પણ એક દિવસે હૃદય ખોલીને મેં એમને કહ્યું:

" તમને કદાચ દુ:ખ થશે, પણ મારે તમારી પાસે મારા મનમાં શું છે તે કહી દેવું જોઈએ. મને દિલમાં એમ લાગી ગયું છે કે આપણા પાડોશમાં–ગામમાં–રાજમાં ને આખા દેશમાં માણસો બહુ દુ:ખી છે. એ બધા ય જ્યાં સુધી દુ:ખી છે ત્યાં સુધી મારાથી સુખ ભોગવાય નહિ. મારું મન જ એવું થઈ ગયું છે કે ઘરમાં ને સુખમાં મને ચેન જ પડતું નથી. મેં મારા મનને મનાવવા ઘણું કર્યું કે 'તું શા માટે ચિંતા કરે છે? બીજા દુ:ખી થાય, ભૂખે મરે કે મરી જાય એમાં તારે શું?' પણ મને શાંતિ ન થઈ. જેમ હું માંદો પડું ને તમામ સુખ હરાઈ જાય એમ મને થયું છે. હું ઝાઝું સમજતો નથી, પણ માણસોને રોટલો ન મળતો હોય ત્યાં લગી આપણાથી સુખે ન ખવાય. માણસને આબરૂ ઢાંકવા જેટલાં યે લૂગડાં ન હોય ત્યારે આપણાથી પટારા ન ભરાય. માણસ બિચારો સાવ અભણ અજ્ઞાન–દુનિયાની શુધબુધ વિનાનો હોય ત્યાં સુધી ધર્મનાં કે વાર્તાનાં પુસ્તકો વાંચી આપણાથી રસ ન લેવાય; એટલે મારે તો હવે કામે વળગવું છે. હું ગામડાંઓમાં ભમીશ, લોકોનું દુ:ખ કેમ દૂર થાય, એ એમને સમજાવીશ અને મારાથી થશે તેટલું હું કરી છૂટીશ."

આટલું બોલી આંસુના કારમા ઘા ઝીલવા હું તૈયાર થઈને બેઠો, પણ કોઈ કશું બોલ્યું નહિ. મેં આગળ ચલાવ્યું.

'હું બાવો થઈ જવાની વાત નથી કરતો, નથી ઘર છોડવાનું કહેતો, હું પરણીશ જ નહિ એમ પણ ન માનશો; પણ હવે બધું ય આ કામ કરતો કરતો–આ કામને વાંધો ન આવે એમ–કરીશ.'

મારા આશ્ચર્ય વચ્ચે મારા પિતા બોલ્યાઃ ' અમારો જીવ તારા જેવો જોરાવર નથી. અમે તો સંસારી સ્વાર્થી માણસો છીએ, પાંચ–પંદર દિવસે ઘેર આવતો જા અને તારા શરીરને સાચવી કામ કર, તો અમને જરા યે વાંધો નથી. તું તારા આત્માનું સારું કરતો હો તો અમે અંતરાય નાખી શા માટે પાપમાં પડીએ ? '

મારા હર્ષનો પાર ન રહ્યો. આવું મેં ધાર્યું જ નહોતું. આજ લગી મને સમજાયું નથી, કે આ પરિવર્તન કરાવનાર કોણ છે ? પણ જે હોય તેને મારી હજાર વંદના છે.

આ દિવસોમાં જ ' ના–કર 'ની લડત ઊપડી. મને જોડાવાની ઇચ્છા થઈ, પણ મેં પોતે જ મનને રોક્યું. હું ગામડાંમાં ફરતો હતો. લોકોને કાંતતાં શીખવું, જે સમજ્યો હતો તે સમજાવું, છોકરાઓને ભેળા કરી રમાડું, ઢેડવાડે જઈ જરા બેસી આવું, ગામમાં કોઈ માંદું હોય તો બે–ચાર દિવસ રોકાઉં ને સેવાચાકરી કરું. આઠ-દસ દિવસે ઘેર તો જઈ આવતો. એક મહિનામાં તો મારી બા પણ કાંતવા લાગી ગઈ. આ દિવસોનો મારો આનંદ અપાર હતો. ગામડાંઓ ફરતાં, ગાઉના ગાઉ મુસાફરી કરતાં, હું થાકતો જ નહિ; અને જેમ જેમ જોતો ગયો તેમ તેમ દુઃખનો સાચો ને ભયંકર ખ્યાલ મારા મનમાં આવતો ગયો. મારા હૃદયમાં એ ઠસી જવા આવ્યું, કે આ લોકોની વચ્ચે રહેવામાં જ જીવનની સાચી શાંતિ છે. આત્મ-દર્શનની ભાવના હવે મને જરાતરા ઘેલછા જેવી લાગવા માંડી. બીજાના દુઃખે દુઃખી થવું, એની સાથે ઐક્ય સાધવું એ જ આત્મ-દર્શન અને એ કરતાં જુદું જ કાંઈ આત્મદર્શન હોય, તો તે મારે નથી જોઈતું.

હવે તો મારે અવારનવાર રાજકોટ જવાનું થતું. ત્યાંની સંસ્થાઓ જોતો, કાર્યકરોને મળતો, મારા કામની મુશ્કેલીઓ એમનીપાસે મૂકતો, જેટલી મદદ જ્યાંથી મળે ત્યાંથી મેળવતો અને આમ કરતો કરતો મારા ખાબોચિયામાંથી હું, જગતના વિશાળ પટ ઉપર આવવા લાગ્યો.

હવે મારું કહેવાનું હમણાં પૂરું થશે. ગામડાંમાં ફરતાં એક દિવસ મને લાગ્યું, કે કોઈ અનુભવીની નીચે કામ કરું તો ઠીક પડશે; એમ વિચારી હું રાજકોટ આવ્યો, હિંમતભાઈને મળ્યો અને મારી ઇચ્છા જણાવી. હિંમતભાઈ મારા હમેશના સલાહકાર હતા. હું જેમ જેમ કામ કરતો ગયો તેમ તેમ બીજાની સલાહની અને ઘણું ઘણું જાણવાની મને જરૂર પડતી ગઈ. આ મારી ગિરનારની સાધના કરતાં ક્યાંયે કઠણ કામ હતું. આ કામમાં તો હજાર સવાલ ઊઠતા.

હું ખેડૂતને રેંટિયો આપી, બાર મહિને ૨૫–૩૦ રૂપિયા વધારી દઉં ત્યાં વાણિયો એટલું વ્યાજ લઈ જાય કે અમલદાર લાંચ લઈ જાય. બીજું કાંઈ ન હોય તો છેવટ નાત કરે, કો'કને ભોગ ધરાવે, કોઈના વિવાહમાં જઈ આવે. હું અંત્યજવાડે જાઉં, એનાં છોકરાંને ભણાવું કે નાતાંધોતાં શિખવાડું, તો ગામમાં હોહા મચી જાય. ધર્મને નામે ગમે તેવા વહેમો ચાલે, પૈસાનો દુર્વ્યય થાય; અને કેટલીક વાર તો સાવ જંગલીપણું અને નિર્દયતાનું જ પ્રદર્શન થાય તો યે મારાથી કાંઈ બોલાય નહિ. બોલવા જાઉં તો લોકો મારો રેંટિયો ઉડાડી નાખે અને મારી એકે ય વાત સાંભળે નહિ. છતાં આ મુશ્કેલીથી હું કોઈ દિવસ ભાગતો, ગૂંચ પડે ત્યારે કોકડું કાપતો નહિ, પણ કોઈ ડાહ્યા માણસની સલાહ લેતો, મનમાં ઊંડો ઊતરી ફરી ફરીને વિચારતો; પણ અંતે મને એમ થયું કે જો બની શકે અને મને ફાવે એવું હોય તો કો'ક અનુભવીની નીચે કામ કરું. આ બાબતમાં સલાહ લેવા હું હિંમતભાઈ પાસે બેઠો હતો ત્યાં જ બગલમાં બિસ્તરો ને હાથમાં થેલી લઈ એક જુવાન દુકાનનું પગથિયું ચડ્યો. હિંમતભાઈ એકદમ ઊભા થઈ ગયા. મેં જોયું તો હિંમતભાઈ આ જુવાન તરફ આદરની દૃષ્ટિએ જોતા હોય એવું લાગ્યું.

હિંમતભાઈ બોલ્યા: 'બસ જાઓ છો? મારા જેવા નબળાના આશીર્વાદમાં શું જોર હોય! છતાં આપું છું. હું નથી આવી શકતો,

પણ મારું હૃદય તમારી સાથે છે.'

આ સાંભળતાં જુવાન હસતો હતો. એ બીજું કોઈ નહિ, આપણા દીપકભાઈ. એ તે દિવસે સંગ્રામમાં આવતા હતા. એમના મોં ઉપર એકલો આનંદ જ હતો. કશી યે ચિંતા કે મૂંઝવણની નિશાની નહિ. એ બોલ્યા: 'હવે મને શરમાવો મા, તમે તો ૪૫ વર્ષના થયા, હું તો બાવીસ વર્ષનો જુવાનજોધ છું; હું ઘેર રહું તો તો ધરતી ભારે મરે ને!'

મને એકવીસમું પૂરું થવા આવ્યું હતું. મેં વચ્ચે જ પૂછ્યું: 'હિંમતભાઈ, આ ભાઈની ઓળખાણ કરાવશો? કોણ છે? ક્યાં જાય છે?'

'નથી ઓળખતા? દીપકભાઈનું નામ નથી સાંભળ્યું? એ તો લડવૈયા છે. અત્યારે બીજે ક્યાં જાય? લડાઈમાં. ત્યાંથી જેલમાં. હું તમારી પાસે ગમે તેટલી ડાહી ડાહી વાતો કરું, પણ આવું તેજ મારામાં નથી. ઘરબાર ને કુટુંબ છોડવાની શક્તિ મારામાં નથી. જેલમાં જવાની, લાઠી ખાવાની અને મોત આવે તો મોતને ભેટવાની હિંમત આ દીપકભાઈમાં છે. હું તો મોટી મોટી વાતો કરી જાણું. બહુ તો કોઈની સેવાચાકરી કરું કે રેંટિયો કાંતું.'

હિંમતભાઇનો જવાબ સાંભળી, મારી જુવાની ઊછળવા લાગી. મારા સામું જોઈ જાણે મને ઓળખતા જ હોય એમ દીપકભાઈએ પૂછ્યું: 'આવવું છે!' મેં જવાબ આપ્યો: 'એ જ વિચારમાં છું.'

'એમાં વિચાર શો કરવો હતો? કાંઈ સાથે બાંધવાનું નથી. ભંગાવવા માટે માથું જોઈએ અને બધાં ય દુઃખો સંઘરવા માટે છાતી જોઈએ; એ બે હોય તો ચાલો.'

મેં હસતાં હસતાં પૂછ્યું: 'બીજું કાંઈ નથી જોઈતું? સમજણ વિના ચાલશે?'

દીપકભાઈ તરત જ બોલ્યા: 'હોય તો સરસ, ન હોય તો અટકવાની જરૂર નથી; એ તો આવી જશે.'

આ જવાબોએ મને ખેંચી લીધો. મેં કહ્યું: 'દીપકભાઈ, એક દિવસ રોકાઈ ન જાવ? હું જરાક વિચાર કરી લઉં.'

દીપકભાઈ મારા સામું જોઈ, ઘડીક ચૂપ રહ્યા અને પછી બોલ્યા: 'ભલે, પણ કાલે સાંજે તમે નહિ આવો તો હું નહિ રોકાઉં.' મેં કબૂલ રાખ્યું. હિંમતભાઈ તો જોઈજ રહ્યા. એમની જાણમાં આ મારો કેટલામો વેશ હશે!

હિંમતભાઇએ કહ્યું: 'વ્રજમોહનભાઈ, હવે તમારા મનમાં જેટલી શંકાઓ હોય તેટલી અમને પૂછી લેજો. દીપકભાઈ ખરેખર દીપક છે. તમારા દિલમાં અજવાળું કરશે. ફરીથી આવો અવસર નહિ મળે.'

મેં કહ્યું: 'હું એ જ ગોઠવણમાં છું. દીપકભાઈ, અત્યારે તમારે કશું કામ ન હોય તો ચાલો ફરવા જઈએ.'

દીપકભાઈ તૈયાર હતા. આ દસ–પંદર મિનિટની ઓળખાણે મારું દિલ જીતી લીધું. મેં જોયું, કે દીપકભાઈને પણ મારા તરફ મમતા ઉપજી હતી.

અમે જરા દૂર નીકળ્યા પછી વાત શરૂ કરી. મેં ટૂંકમાં મારું છેલ્લું કામ અને એની મુશ્કેલીઓ જણાવી. સાથે એ પણ જણાવ્યું, કે એ કામમાં મને ખૂબ રસ આવે છે, એનો ચોખ્ખો લાભ પણ હું જોઉં છું; પણ આમ હોવા છતાં યે મારે લડતમાં આવવું જોઇએ એમ તમને લાગે છે? લાગતું હોય તો શા માટે એ મને સમજાવો. મારે ગળે ઊતરે તો હું બળતી આગમાં ઝંપલાવવા પણ તૈયાર છું.

દીપકભાઈ બોલ્યા: 'તમે જે કામ કરો છો એવું જ કામ હું કરતો હતો, ઘણા ય કરતા હતા; પણ હવે તો લડાઈ સળગી, એટલે આપણું કામ મૂકી આપણે ત્યાં પહોંચવું જોઇએ; કારણ કે આ સ્વરાજ્ય મેળવવાની લડત છે અને આપણી આજુબાજુ જે દુઃખ છે, તેનો પૂરો નિકાલ સ્વરાજ્ય વિના આવવાનો જ નથી; એવો અનુભવ લગભગ બધા કામ કરનારાઓને થયો છે. તમે પણ કામ કરતાં

જોયું હશે, કે સ્વરાજ્ય વિના લોકોનાં દુઃખોનો અંત ન આવે. કાંઈ કર્યા વિના એને સમજ નહિ પડે. આપણું કામ એના દિલમાં અસંતોષ પ્રકટાવવાનું છે.'

મેં કહ્યું: 'સ્વરાજ્યમાં શું આવે એ મને નથી સમજાતું, પણ આટલા કામના અનુભવ ઉપરથી હું એટલું તો કહી શકું, કે આ બધું થાગડથીગડ છે. લોકો ઉપર કરજનાં ઝાડ ઊગ્યાં છે. બાર મહિના કાળી મહેનત કરે તો યે પેટ ભરવા જેટલા દાણા પામતા નથી. આમાં બિચારાને ખેતી સુધારવાની શાની હોંશ રહે? હું એમના છોકરાઓને ભણાવવા જાઉં છું, તો યે લોકો કચવાય છે. છોકરા નિશાળે જાય કે રમવા જાય, એથી કાંઈ ખેતરમાં પાક વધે કે ખેતરનું કામ એમ ને એમ થઈ જાય? નાતના રિવાજો દૂર કરવાની તો હિંમત જ નથી રહી. વાત કરીએ એટલી વાર 'હા હા' કરે, પણ કરવાનું તો જે કરતા હતા એ જ.'

દીપકભાઈએ કહ્યું: 'સાચું છે. તમામ કાર્યકર્તાઓનો આવો જ અનુભવ હશે. હિંદુસ્તાનની ધરતી તો આ ખેડૂતોથી ભરાયેલી છે. આપણા જેવા તો કેટલા હોય? એટલે આપણું કામ એ છે, કે આ ખેડૂતોને એનાં દુઃખનો નિકાલ સ્વરાજ્યમાં છે તે સમજાવીએ, અને સ્વરાજ્ય સ્થાપવાના અનેકવિધ ઉપાયો બતાવીએ. આ બધું આપણે કરવા જઈએ તો સરકાર સાંખી શકે નહિ, આપણને લોકો વચ્ચે રહેવા દે તો અન્યાયનો અંત આવે; એટલે આપણને જેલમાં પૂરશે અથવા અનેક પ્રકારનો ત્રાસ આપી થકવવા પ્રયત્ન કરશે. આ બધા જુલમો સામે આપણે ટકી રહેશું તો જરૂર આ ખેડૂતો જાગવાના છે, આપણી સમજાવટ અને કેળવણી એમના હૃદયમાં તો તે દિવસે જ એ જોશે કે આ વાતો કરનારા ને મોજ માણનારા નથી, પણ દેખીતા કશા યે સ્વાર્થ વિના આપણા હિત માટે પ્રાણ પાથરનારા છે. જે દિવસે આપણા આપભોગને એ ઓળખશે તે દિવસે એનાથી બેસી નહિ રહેવાય.' મેં પૂછ્યું: 'તો પછી આ ગામડાંના જ ખેડૂતોને

સમજાવીએ તો ? એટલા માટે ધોલેરા, રાણપુર કે અમદાવાદ જવાની શી જરૂર ?' 'તમે ઠીક પૂછી લીધું, અત્યારે ઠેકઠેકાણે લડાઈ ઊભી કર્યે આપણે ફાવીએ નહિ, અને જે દિવસે ચાલુ તંત્રને આપણે પલટાવી શકશું તે દિવસે આપણા નાના નાના રાજાઓ સીધા દોર થઈ જવાના; અને નહિ થાય તો એમને ફેંકી દેવાનું સામર્થ્ય આપણામાં આવી ગયું હશે.' દીપકભાઇએ જવાબ આપ્યો. આવી વાતો કરતો હતો ત્યારે જ મારા મનમાં ઝુકાવી દેવાનો નિર્ણય થઈ ગયો હતો. મને થતું કે એ તો પાણીમાં પડશું એટલે તરતાં આવડી જશે. મેં કહ્યું: 'ત્યારે તો હું આવું જ છું.' દીપકભાઈ હસીને બોલ્યા: 'મેં આવો જ જવાબ ધાર્યો હતો.'

અમે પાછા ફર્યા. રસ્તામાં દીપકભાઈએ લડતની અને બ્રિટિશ રાજના પ્રકટ-અપ્રકટ જુલમોની વાતો કરી મને તેજ બનાવી દીધો. વાતોમાં ને વાતોમાં કેટલી ય શિખામણો આપી દીધી. હિંમતભાઈના ઘર પાસે પહોંચતાં મેં કહ્યું: 'દીપકભાઈ, કાલ સાંજની ગાડીમાં આપણે જવું છે; તમે આવો તો સવારે મારા ઘેર જઈ આવીએ.' દીપકભાઈ મારા સામું જોઈ રહ્યા, હું સમજી ગયો. મેં કહ્યું: 'તમે જરા ય ભય ન રાખશો, હું આવવાનો છું એ ચોક્કસ છે. માતા-પિતાનું મોં જોઈ હું ઢીલો નહિ પડી જાઉં. એમ તો મારું હૈયું વજ્રનું બની ગયું છે.'

'તમને તમારા મનોબળ ઉપર વિશ્વાસ હોય તો મને વાંધો નથી.' દીપકભાઈ સંમત થયા. હિંમતભાઈ પાસે અમે પહોંચ્યા, ત્યારે તેઓ સૂવાની તૈયારી કરતા હતા. અમે બધી વાત કરી. તેઓ ખુશી થયા.

એમણે મને કહ્યું: 'તમારો માર્ગ સાચો છે. મારામાં આવવાનું બળ નથી. બાકી તો હું પણ હવે માનું છું કે ચારે બાજુ આટલું દુ:ખ વ્યાપેલું હોય, ત્યારે થાગડથીગડ ન ચાલે; મૂળમાં જ કાંઈક ફેર કરવો જોઇએ. દુ:ખોનું મૂળ આપણી પરતંત્રતા છે, તે

દૂર કરવાનો એક જ માર્ગ છે. તમે જાઓ. તમારો રસ્તો સાચો છે. આત્મશાંતિ માટે ખૂબ ફાંફાં માર્યાં; પણ અંતે તમને સંતોષ મળે એવો માર્ગ મળ્યો છે. હું પણ, '૩૦ની સાલ સુધી ભ્રમમાં હતો. લડત વખતે જ મારી આંખ ઊઘડી કે બીજાને માટે સર્વસ્વ ડૂલ કર્યા વિના આત્મસાધનાની કે ત્યાગ–વૈરાગ્યની વાત કરવી એ મિથ્યા છે. આત્મસાધકનો પ્રધાન ગુણ તો પ્રેમ, અને પ્રેમ એટલે સ્વાર્પણ! ગાંધીજીએ પોતાના જીવનથી આ બતાવી આપ્યું છે. તમારામાં એ મેળવવાની શક્તિ બીજરૂપે પડેલી છે. હું તો માયામાં લપટાયેલો છું. અહીં બેઠાં થશે એટલો કર્મયોગ કરીશ અને સંતોષ મેળવીશ.'

હિંમતભાઈના આશીર્વાદ લઈ અમે મારે ગામ ઊપડ્યા. એક રાતમાં દીપકભાઈએ મને પોતાનો બનાવી લીધો હતો. હિંમતભાઈ અને ગિરનારના પંડિતજી મને ખેંચી શક્યા હતા. એમની આંખ અને એમની વાણી મારા હૃદય ઉપર રાજ ભોગવતી; પણ દીપકભાઈના પ્રેમે મને એમનો કરી મૂક્યો. એ પ્રેમનો ભાર મને કોઈ દિવસ ન લાગ્યો. હું એમનાથી કોઈ દિવસ દબાયો નહિ–અંજાયો નહિ. પૂર્વના કોઈ પણ સંબંધ કરતાં આ સ્થિતિમાં વધુ સ્વાભાવિકતા અને એટલે જ વધુ માધુર્ય હતું.

ઘેર જઈ મારા માતાપિતાને મેં દીપકભાઈની ઓળખાણ કરાવી, અને હું એમની સાથે જવા માગું છું એમ જણાવ્યું. મારો એ નિશ્ચય છે એમ સ્પષ્ટ કર્યું. માત્ર આશીર્વાદ લેવા આવ્યો છું. આપશો તો હળવે હૈયે જઈશ, નહિ આપો તો ભારે હૈયે પણ જઈશ તો ખરો જ. માતાપિતા મારો નિશ્ચય સમજ્યાં. તેઓ ગળગળાં થયાં, પણ રજા આપી. કાગળ લખવા અને જેલમાંથી છૂટ્યા પછી ઘેર આવવાનું કહ્યું. હું જોતો હતો કે મારાં માતાપિતા કાં તો નવા યુગનું તેજ ઝીલવા લાગ્યાં છે, અથવા મારા વિયોગથી ટેવાવા લાગ્યાં છે; અથવા તો બંને વસ્તુની કાંઈક અસર છે.

ભીની આંખે મારી બાએ અમને બંનેને કંસાર ખવડાવ્યો. અમારા કપાળમાં તિલક કર્યાં. અમે ભક્તિપૂર્વક નમ્યા અને આશીર્વાદ લઈ રાજકોટ પહોંચ્યા. હિંમતભાઈ આ જાણીને ખુશ ખુશ થઈ ગયા. એ તો આ બધામાં ઈશ્વરની કૃપા જ જોતા હતા.

'દીપકભાઈ સાથે હું છાવણીમાં આવ્યો અને ત્યાર પછી તો તમે બધું જાણો છો.'

નિરંજને પૂછ્યું: 'તમને છાવણી પહેલવહેલી કેવી લાગી?' એણે કહ્યું: 'મારી કલ્પના તો કાંઈક અજબ હતી. સત્યાગ્રહની લડતમાં જાતે જ દુઃખ ખમવાનું અને મરવાનું; એટલે મેં તંબૂડેરાની તો કલ્પના નહોતી કરી, પણ મેં એમ માન્યું હતું કે ત્યાં તો બધા ય ધીરગંભીર ભેળા થયા હશે; પણ મેં તો ઊલટું જ જોયું. સૈનિકોનાં તોફાન, ધીંગામસ્તી જોઈ મને આશ્ચર્ય થયું. કોઈ પોલીસોના માર ખાઈને કે ત્રાસ સહન કરીને આવ્યો હોય તો વળી ઓર તોફાન જાગે. બે–ચાર દિવસ આ મસ્તી સાથે મારા મનનો મેળ ન બેઠો, પણ હું સમજી ગયો કે લોકો જેને દુઃખ અને ત્રાસ માને છે તેને સૈનિકો મોજ માને છે અને એની જ આ મસ્તી છે. દુઃખની વાત છે કે મારામાં હજી લગી એ મસ્તી નથી આવી, પણ મને એ ગમી છે તો કો'ક દિવસ એ આવી જ જશે. બસ, હવે કાંઈ રહે છે?'

નિરંજન પાછળ લાગ્યો હતો: 'છાવણીથી માંડીને આજ સુધી તમે માર ખાધો અને જેલમાં આવ્યા વગેરે અમે જાણીએ છીએ, પણ તમારા ભાવિ જીવન વિષે તમે શા વિચારો કર્યા છે તે વાંધો ન હોય તો જણાવો.'

'છાવણીમાંથી અને જેલમાંથી મેં ઘણું મેળવ્યું છે; આખી ઉંમરમાં નહોતું જાણ્યું તેટલું છેલ્લાં દોઢ વર્ષમાં જાણ્યું, એનો ઇતિહાસ ક્યાં આપવા બેસું? હું અહીં આવીને થોડું અંગ્રેજી, ઉર્દૂ કે સંસ્કૃત શીખ્યો હોઉં તેની નજીવી કિંમત છે; પણ હું મારા જીવનનો માર્ગ નક્કી કરી શક્યો છું. મારા મનમાં આજે શાંતિ છે એમ ન

માનશો; પણ એટલું તો ચોક્કસ થઈ જ ગયું છે કે પરમશાંતિનો આ જ માર્ગ છે. મારું ચાલશે તો આ માર્ગ હું કદી નહિ છોડું. આજે તો હું સમજું છું કે લડાઈ અથવા સ્વરાજ્યનું કામ હું મરીશ ત્યાં સુધી ચાલશે. હું મારું આખું જીવન એમાં જ હોમી દેવા માગું છું. મારું વાચન–વિચાર કે ચિંતન–એ કામને કેમ વધુ ને વધુ લાયક થાઉં એ માટે છે; જરા વધુ ચોખ્ખું કરું, ગાંધીજીના માર્ગમાં મને અપાર વિશ્વાસ છે. મારા જીવનની શુદ્ધિ કહો, દેશની સ્વતંત્રતા કહો કે જગતની શાંતિ કહો–બધું એ માર્ગે જ થવાનું છે એમ મને લાગી ગયું છે. તમે એમ ન માનજો કે જીવનનો ઉદ્‌ભવ, એનો હેતુ અને અંત; એની સ્થિતિ મને સમજાઈ ગયાં છે. એ તો હજુય નથી સમજતો, પણ હું એટલું સમજ્યો છું કે હું જીવું છું એ સાચી વાત છે, મરવાનો છું એ પણ સાચી વાત છે. મારે આપઘાત કરવો નથી, એટલે જેટલાં વર્ષો જીવવાનો હોઉં તેટલાં વર્ષોનો સદુપયોગ કરવા માગું છું અને જીવતા જીવનમાં જ શાંતિ મેળવવા માગું છું. મારા અતિ અલ્પ અનુભવમાં મેં એટલું જોયું છે કે સ્વેચ્છાએ સ્વીકારેલાં સંકટોમાં કાંઈ અજબ મીઠાશ રહેલી છે. એ મીઠાશ ભોગવતાં જ ઉપલા સવાલોના જવાબ હું કો'ક દિવસ મેળવી શકીશ એવો મને વિશ્વાસ છે.

મિત્રો! ધાર્યા કરતાં મેં લાંબું કહી નાખ્યું છે, પણ આથી ટૂંકું થઈ શકે એમ નહોતું. લગ્નની વાત અંગત ગણાય, પણ એ પ્રસંગ ન આવ્યો હોત તો હું ગિરનાર ન ભાગત અને તો પછી અહીં આવત કે કેમ એ પણ શંકા જ; એટલે મેં એની ચર્ચા કરી છે. હવે તો તમારા બધાય પાસેથી એટલી આશા રાખું કે હું ખોટે માર્ગે જાઉં તે દિવસે તમે મને ચેતવજો–ન ચેતું તો ખેંચીને સાચે માર્ગે લાવજો.'

વ્રજમોહનની કથા પૂરી થયા પછી થોડીક પળો ગંભીર શાંતિ છવાઈ ગઈ.

# નવજવાન

## ૧

જયંતની ઉંમર માત્ર વીસ વરસની હતી. મૂછનો દોરો હજી ફૂટયો નહોતો. મોં ઉપર ભરપૂર નિખાલસતા અને આંખમાં જિજ્ઞાસા તરવરતી હતી. દુશ્મનને પણ વહાલ ઊપજે એવો સુંદર ચહેરો હતો. ફાંસીને માચડે ચઢ્યો હોય તો શોભી ઊઠે એવું ઘાટીલું શરીર હતું. સ્વાતંત્ર્યદેવીને પ્રસન્ન કરે એવો પ્રત્યેક અંગમાં તરવરાટ હતો. એની બલિદાનશક્તિ અને બળતામાં ઝંપલાવવાની મસ્તી સૌને આકર્ષતાં હતાં. જયંત સૌનો વહાલો હતો. સૌકોઈ એના ઉપર મુગ્ધ હતા.

એ બહુ ઓછું જ બોલતો. મિત્રમંડળમાં વાતોનો રસ જામ્યો હોય ત્યારે એ મૂગો બની સૌને જોયા કરતો અને ધ્યાનપૂર્વક સાંભળ્યા કરતો. એનું મૌન ઘણાને ભ્રમમાં નાખતું. કેટલાક એને બાળક જેવો નિર્દોષ અને સાથે જ ઓછી બુદ્ધિનો સમજી બેસતા. જયંત એકલો બેઠો હોય ત્યારે એની નજર કાં તો ઝાડની ટોચ ઉપર હોય, અથવા જેલની દીવાલની પેલે પાર દેખાતા નીલરંગી આકાશ ઉપર હોય. એની મુખરેખાઓ ભાગ્યે જ બદલાતી. એ ક્યારે રોષમાં હોય છે ને ક્યારે પ્રસન્ન હોય છે તે કળી શકાય એમ નહોતું. મુખ ઉપર સૌમ્ય, તેજ અને આછી પ્રસન્નતા હમેશાં લાગતાં.

જયંતે બોલવાનું શરૂ કરતાં પહેલાં જ કહી દીધું, કે 'મારા બોલવામાં કંઈ અસ્પષ્ટ રહે તો પૂછી લેજો. મને મંડળીમાં બોલવાની ટેવ નથી.' અમે બધા પણ એમ જ માનતા હતા કે ઓછાબોલો જયંત પાંચ-દસ મિનિટમાં એના કુમારજીવનની કથા પૂરી કરશે, પણ અમારી ધારણા ખોટી પાડતો હોય એમ ધીર બની એણે પોતાની વાત શરૂ કરી.

"આજે મને વીસમું વર્ષ ચાલે છે. બે મહિના પછી પૂરું થશે.

હું મને નાનો નથી લાગતો, પણ અહીં રહ્યો રહ્યો દરરોજ સાંભળું છું, કે 'તું હજી નાનો છો, તને દુનિયાનો અનુભવ નથી, જીવન ભાવના જેવું ઉજ્જવલ કે આહ્લાદક નથી. જીવન જીવવું એ તો લોઢાના ચણા ચાવવા જેવું કપરું કામ છે.' મને આમ શા માટે કહેવામાં આવે છે તે હજી હું સમજ્યો નથી. જ્યારે ને ત્યારે એક યા બીજા રૂપમાં હું આવા જ શબ્દો સાંભળ્યા કરું છું. મને તો એમ થાય છે કે એક વખત એ લોઢાના ચણા મારા દાંત નીચે આવે તો ખબર પડે કે હું એનો ભુક્કો કરી શકું છું કે નહિ! બીજી વાત કહું: હું લડતમાં નહોતો આવ્યો ત્યારે એવું સાંભળતો, કે 'ભાઈ! એમાં તો વજ્રની છાતી જોઇએ. ત્યાં છાણમાં પાટુ નથી મારવાની. ભલભલાનાં પાણી મપાઈ ગયાં છે.' હું ચાર વરસ થયાં મનમાં ને મનમાં પ્રશ્ન પૂછું છું કે મારા પાણીનું માપ કેટલું આવ્યું? નથી મનમાંથી જવાબ મળ્યો, નથી બહારથી કોઇએ આપ્યો, પણ એવી વાત તો આવ્યા જ કરે છે. એક દિવસ મને કોઇએ પૂછ્યું: 'પરણ્યા છો?' મેં ના પાડી. તરત ફરીથી પૂછ્યું: 'પરણવાના છો?' મેં ફરીને ના પાડી. પેલા શબ્દો તરત જ નવું રૂપ લઇને આવ્યા: 'રહેવા દેજો, એ તો ખાંડાની ધાર છે. મોટા મોટા મુનિવરો પણ ચળી ગયા છે.' એક સાવ નજીવી વાત કહું: નાસિક-જેલમાં અમારે ઉપવાસ કરવાના આવ્યા. તરત જ અમારી આજુબાજુ ભારેખમ મોઢાંઓ ફરી વળ્યાં: 'આ બાળકના ખેલ ન હોય, આમાં તો જતીનની માફક કણીએ કણીએ મરવું પડશે.' મેં કહ્યું: 'તો મરીશું.' જવાબ હાજર જ હતો? 'એ તો અત્યારે બોલાય છે.' મારાથી ન રહેવાયું: 'તો બીજું શું થાય? તમને વિશ્વાસ ન આવતો હોય તો હમણાં મરી દેખાડું.' સાંભળનાર ભાઇને માઠું લાગી ગયું, એ મોં ચડાવીને ચાલ્યા ગયા.

મારા જીવનમાં મને આ શબ્દોનો સખત અણગમો રહ્યો છે. બધા અનુભવીઓ અને ડાહ્યા પુરુષો પોતાનું ડહાપણ પોતા પાસે જ

રાખતા હોય તો કેવું સારું! અમને છલંગો મારનારને શા માટે રોકતા હશે? હું તો જ્યાં જાઉં છું ત્યાં બધા ઉપદેશ જ દેવા મંડી પડે છે! હું ઓછાબોલો છું એટલે અજ્ઞાન પણ હોઈશ; વાત કર્યા વિના વાત સાંભળું છું, એટલે મૂર્ખ પણ હોઈશ એમ માની લેવાની શી જરૂર? મને કો'કે ભમાવી દીધો હશે, ઉશ્કેરીને લડતમાં ચડાવી દીધો હશે, એવાં બધાં અનુમાનો શા માટે કરવાં! મારામાં વધુ નહિ તો મારી જાતને સંભાળવા જેટલી અને ઉપયોગ કરવા જેટલી બુદ્ધિ-શક્તિ હશે એમ નહિ માનતા હોય? ઉપદેશ આપનાર બધા એમ તો કહે જ છે કે, 'જુવાનીમાં અમે પણ આવા જ હતા. કોઈની વાત ધ્યાનમાં પણ ન લેતા. ઠોકર ખાઈખાઈને હવે સમજ્યા છીએ.' મારા મનમાં થાય છે: 'તો અમને શા માટે હેરાન કરો છો? ઠોકર ખાવા દો. અમે અમારી મેળે સમજી જ'શું. તમારા અનુભવ અમને શા કામના? અને તમે ઠોકરો ખાધી, એટલે અમારે પણ ખાવી જ પડશે એમ પણ શા માટે માની લેવું? અમે આંખ ઉઘાડી રાખીને ચાલીએ છીએ, વિચારી શકાય એટલું વિચારીને ઝંપલાવીએ છીએ; એમ છતાં ય ભૂલ થતી હશે તો એની શિક્ષા ખમવા તૈયાર છીએ. કાયરની પેઠે ભૂલ થવાની બીકે બેસી રહેવાનું કે ડાહ્યા બની જવાનું અમને કબૂલ નથી.'

—પણ આ તો હું આડી વાતે ઊતરી ગયો. મારે મારી જીવન-કથા અહીં કહેવાની છે તે હવે કહી દઉં. મને થાય છે કે હું અહીં જેલમાં—લડતમાં શા માટે આવ્યો છું? બે—ચાર જવાબો તો તરત મોંએ ચડી આવે છે: 'સ્વરાજ લેવા,' 'ગુલામીમાંથી મુક્ત થવા,' 'ગરીબોનું રાજ સ્થાપવા;' પણ મને આ જવાબથી સંતોષ નથી થતો. મારા મનમાં ઊંડે ઊંડે એક જવાબ પડ્યો છે તે આગળ આવવા મહેનત કરે છે: 'અહીં ખૂબ રસ આવે છે, મઝા પડે છે.' તમે માનશો? મને કોઈ મારતું હોય છે કે દુ:ખ દેતું હોય છે, ત્યારે મારા અંતરમાં રસની છોળો ઊડે છે. મને તો સમજાતું જ નથી કે

જોનારા બધા કેમ ધ્રૂજે છે! પેલું ભજન ગવાય છે એવું હશે!

'માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જો ને!'

આ ભજન મને બહુ ગમે છે. હું છાવણીમાં આવ્યો તે દિવસે સાંજે આ ભજન ગવાયું હતું અને બીજે દિવસે સવારે-જયારે અમારે દરિયાની ખાડીમાંથી મીઠું લેવા ઊપડવાનું હતું, ત્યારે-એક ભાઈએ બુલંદ સ્વરે ગાયું હતું: 'રે શીર સાટે તે નટવરને વરીએ.' બંને ભજનોએ મારા ઉપર ઊંડી અસર કરી હતી; એ ભાવનાએ મને તરબોળ બનાવ્યો હતો. આવાં જ ભજનો મને ગમે છે. આપણી અહીંની પ્રાર્થનામાં 'હું પ્રસિદ્ધ પાતકી......', અને 'લજ્જા મોરી રાખો......' વગેરે ગવાય છે તે મને જરા ય નથી ગમતાં. આપણે તે શું સાવ નમાલા છીએ કે રોદણાં જ રડ્યા કરીએ? મને તો થાય છે કે જેમ નમાલા લોકોનું સરકાર ન સાંભળે, તેમ ભગવાન પણ ન સાંભળે.

હું વાત કહેતો કહેતો આડો ઊતરી જાઉં છું. તમે માન્યું હશે કે હું બોલી જ નહિ શકું, ખરું? હું ઓછાબોલો છું એ વાત સાચી; પણ એનો અર્થ એમ નથી, કે મને બોલતાં આવડતું નથી. લડતમાં આવ્યા પહેલાં આપણા એક વિચારકના મોંએથી મેં સાંભળ્યું હતું, કે 'ઇન્દ્રિયોની પેઠે શબ્દો પણ અતિ વપરાશથી નિર્વીર્ય બની જાય છે.' મને આ વાક્ય હાડોહાડ લાગી ગયું, અને ત્યારથી મેં મારી જીભ ઉપર લગામ ચડાવી.

હવે મારી વાત શરૂ કરું. આઠ વર્ષનો થયો ત્યાં સુધીનું ખાસ સાંભરતું નથી. મારી બા કહેતી કે હું માંદો જ રહ્યા કરતો. મારું આ શરીર જોઈને તમે નહિ માનો, પણ હું સાવ મુડદાલ હતો. મોં ઉપરથી માખી ઉડાડવાની પણ મારામાં હોંશ નહોતી. એમાંથી હું કેમ ઊગરી ગયો તે વિસ્તારથી તમને કહેવાનો છું. મારી વાતમાં રડવાનું તો આવશે જ નહિ, એવી આશા રાખીને બેઠા હશો તો તમે નિરાશ થશો.

હું નવ કે દસ વરસનો થયો, ત્યારે અમારી પાડોશમાં એક વૈષ્ણવકુટુંબ રહેવા આવ્યું. એના ઘરમાં એક બહેન બહુ જ ધાર્મિક વૃત્તિનાં હતાં. ત્યાં દરરોજ રામાયણ, મહાભારત અને ભાગવત વંચાતું હતું. ધીમે ધીમે હું ત્યાં સાંભળવા જવા લાગ્યો. શરૂ શરૂમાં તો મને માત્ર પ્રસાદીનું જ આકર્ષણ હતું, પણ દિવસો જતાં મને એ કથાઓમાં રસ આવવા લાગ્યો. મોટા રાક્ષસોની, પહાડો અને જંગલોની વાતો મને પ્રિય થવા લાગી. લડાઈના રસનું તો પૂછવું જ શું ? પણ હું સાવ દૂબળો હતો. મારું દૂબળાપણું પહેલવહેલું મને ત્યારે સાલવા લાગ્યું.

મારાં માતાપિતા મારા ઉપર અગાધ પ્રેમ રાખતાં; આજે પણ રાખે છે. એમના જીવની પેઠે મને જાળવતાં. મારા માટે પોતાનું સર્વસ્વ આપવાની એમની તૈયારી હતી. મારું શરીર સારું કરવા એમનાથી બને તેટલી તેઓ મહેનત કરતાં. તેઓ બહુ ભણ્યાં નહોતાં, એટલે 'વિકાસ' અને 'સંસ્કારિતા'માં નહોતાં સમજતાં; પણ જેટલું સમજતાં તેટલું મને અચૂક આપતાં. એમનાં જીવનની મુરાદ હતી, કે 'હું કોઈનો ઓશિયાળો ન રહું, આ દુનિયાના વ્યવહારમાં કોઈથી પાછળ ન રહું. પ્રામાણિક જીવન જીવી મારી જાતની અને કુટુંબની પ્રતિષ્ઠામાં વધારો કરું.' તેઓ પોતે સાચાં, પ્રામાણિક અને ધાર્મિક હતાં; આજે પણ છે. અમારાં સગાંવહાલાંઓમાં એમના સાચની પ્રતિષ્ઠા છે.

બારમે વરસે હું પોતે જ રામાયણ, મહાભારત ને ભાગવત વાંચવા લાગ્યો. મારું શરીર ઠીક થતું જતું હતું, અને વધુ ઠીક કરવાની મારી ઇચ્છા હતી; બાપાના પ્રયત્નો હતા. આ ધર્મપુસ્તકોએ મારા ઉપર કેવા સંસ્કાર પાડ્યા તે પણ કહું. મને સૌ કરતાં હનુમાન ઉપર વધુ પ્રીતિ થઈ. એનો હું ભક્ત બની ગયો. ભીમની વાતમાં મને રસ પડતો; પણ મને એ સાવ ભૂત જેવો જ લાગતો હતો. રામચંદ્રજી મને ઠરેલ લાગતા. શ્રીકૃષ્ણની બંસી ને તોફાન મને

ગમ્યાં; ન ગમી એક એમની ગોપિકામંડળી. કોણ જાણે શા માટે પણ શ્રીકૃષ્ણની એ 'લીલા'એ મને આકર્ષ્યો જ નહિ. કદાચ અંતરમાં વસી ગયેલો હનુમાન એનો વિરોધ કરતો હોય!

જ્યાં સુધી પેલાં ધાર્મિક બહેનની પાડોશમાં રહેવાનું બન્યું ત્યાં સુધી આ સંસ્કારો રહ્યા. હું ચૌદ વર્ષનો સમજણો છોકરો થયો ત્યાં સુધી મારા હૃદયદેવ એકલા હનુમાન જ હતા; પણ એવામાં અમે ઘર બદલ્યું. નવા ઘરનો પાડોશ સારો નહોતો; ખરાબ છોકરાઓની સંગતમાં હું ફસાયો. હનુમાન પાસેથી ગબડતો ગબડતો 'બધાં લખણે પૂરો' બની ગયો. ચા, બીડી ને હોટલ મને પ્રિય થવા લાગ્યાં. નવા ભાઈબંધોની સોબતે મને કેટલીક કુટેવો પણ શીખવી. આરંભમાં તો એ વ્યસનો અને કુટેવોમાં મને આનંદની અવધિ જણાઈ, પણ ધીમે ધીમે શરીર ઘસાવા લાગ્યું. પિતાએ મને પારખી લીધો હશે એમ માનું છું; કારણ કે તેઓ મને ઝીણું ઝીણું પૂછ્યા કરતા અને ચિંતા પ્રકટ કરતા. એમને મારા ઉપર અપાર હેત હતું એટલે મારા ઉપર રોષ તો ન કરતા, પણ ક્યારેક ઊંચે સાદે મને શિખામણ આપતા."

## ૨

એક વર્ષ આમ વીતી ગયું. મારા પિતાએ કંઈક બહાનું કાઢીને ત્યાંથી ઘર બદલ્યું. મને એ ન ગમ્યું, પણ એમાં મારું ચાલ્યું નહિ. નવા ઘરમાં આવતાંની સાથે જ એક પ્રસંગ બન્યો, અને મારી પાયમાલી અટકી ગઈ. નવા ઘરની પાછળ એક મેદાન હતું, ત્યાં એક સમારંભ ચાલતો હતો. કુતૂહલથી પ્રેરાઈ હું જોવા માટે ગયો. એક મોટો મંડપ રચેલો હતો. પ્રવેશદ્વારે સોનેરી અક્ષર વડે લખેલું હતું: 'શ્રી બજરંગ–શક્તિ–આશ્રમ' હું સમજ્યો કે અખાડાની સ્થાપના થઈ રહી છે. સમારંભમાં મુખ્યત્વે મહારાષ્ટ્રી ભાઈબહેનો હતાં, એમનો જ ઉત્સવ હતો. મારી ઉંમરના છોકરાઓને

કસરતના અદ્ભુત પ્રયોગો કરતા જોઈ, હું દિંગ થઈ ગયો. બીજે જ દિવસે મેં એ તરફ પગલાં ભર્યાં. આઠેક દિવસ તો શરમાયો, પણ મારી શરમ ભાંગનાર અને મારા જેવા અનેક કુમારોની શરમ ભાંગી એમની જીવનનૌકાને ઉગારનાર દક્ષિણી વ્યાયામશિક્ષક મને મળી ગયા; એમણે મને તારી લીધો.

તેઓ અનુભવી હતા. મારી આંખ ઉપરથી મારી ટેવો, કુટેવો એમણે પારખી લીધી. એમના પ્રેમને વશ થઈ મેં શરમ, દુઃખ અને સંકોચની સાથે મારું હૃદય ઉઘાડયું. એમણે મારો વાંસો થાબડ્યો અને કહ્યું: 'હું તો તારાથીય ખરાબ હતો. તું કસરત કરીશ, એટલે બધું આપોઆપ સુધરી જશે;' અને બન્યું પણ એમ જ. કોઈની સલાહ, સૂચના કે પ્રેરણા વિના મારાં વ્યસનો અને કુટેવો છૂટી ગયાં. મને શરીર ઉપર એટલો અનુરાગ પેદા થયો કે શરીર બગડે એવું મારાથી કશું થતું જ નહિ. પ્રથમ છ મહિના સુધી શરીરમાં ખાસ ફેર ન જણાયો, પણ પછી મારું શરીર વળવા લાગ્યું. બીજા એક વર્ષમાં તો હું અલમસ્ત બની ગયો. અમસ્થો અમસ્થો દીવાલ સાથે અથડાયા કરું એવો થઈ ગયો.

આ એક વર્ષમાં કેવળ શારીરિક સંપત્તિ જ મેળવી એમ નહિ, પણ અત્યારે મારામાં જે અગ્નિ છે તેની ચિનગારી તો ત્યાં જ મુકાઈ છે. અમારા વ્યાયામશિક્ષક કેવળ માંસના લોચા વધારનાર જ નહોતા; તેઓ શિવાજીના વારસ હતા અને સમર્થ રામદાસ અને બજરંગ બલિના ઉપાસક હતા. અમારા કાનમાં તેઓ દરરોજ વીરમંત્રો ફૂંકતા. જ્યારે તેઓ શિવાજી, રામદાસ કે હનુમાનજીની વાત કરતા ત્યારે અમે પચાસ કુમારો એક ચિત્તે સાંભળી રહેતા; અને એમના જેવા થવાના અભિલાષ સેવતા. અમારા અંગેઅંગમાં રાષ્ટ્રીયતાનું ચેતન વ્યાપી જતું. 'નિર્બળોની રક્ષા કરો' એ ભાવના મગજમાં ઘૂમવા લાગતી.

હું ક્યાં ભણતો હતો, શું ભણતો હતો એ સંબંધી તો કંઈ

કહેવા જેવું જ નથી. ત્યાંથી કશું શીખ્યો જ નથી. મને એ સ્થળમાં કોઈ દિવસ આનંદ આવ્યો જ નથી. ત્યાંના કલાકો મારે માટે શિક્ષારૂપ હતા. ત્યાંના કોઈ શિક્ષણ તરફ મને આકર્ષણ નહોતું, આજે પણ નથી. સાચું શિક્ષણ મને અખાડામાં મળ્યું. સાચા શિક્ષાગુરુ પણ ત્યાં જ સાંપડ્યા.

હું લડતમાં આવ્યો ત્યાં સુધી નિયમિત અખાડામાં જતો. વ્યાયામશિક્ષકને મારી ઉપર ખૂબ પ્રેમ હતો. તેઓ મને હનુમાન જેવા થવા માટે કહેતા અને હનુમાનની સેવા અને ભક્તિ પ્રાપ્ત કરી, ભારતમાતાને પરદેશીઓના હાથમાંથી છોડાવવાનું સમજાવતા. એ દિવસોમાં મને એમ જ થતું કે આખા દેશમાં ઠેર ઠેર શક્તિ-આશ્રમો સ્થાપવા જોઇએ, અને દેશના આશાદીપક જેવા કુમારોને આજના ઝેરી વાતાવરણમાંથી બચાવી લેવા જોઇએ. ત્યારે હું આટલું બધું સમજતો નહિ, તેમ બીજા અખાડાઓ કે અખાડાશિક્ષકોને મેં જોયેલા પણ નહિ. આજે તો હું દુઃખદ રીતે જાણું છું, કે પહેલવાનોનો મોટો ભાગ દેશનાં મોંઘાં ઘી, દૂધ અને માલમલીદા ઉડાવી દેશને ભારરૂપ થઈ રહ્યો છે. પોતાનું શરીર સુખી અને અલમસ્ત રહે એ સિવાય એમને બીજી એકે ય ભાવના નથી; પરંતુ આવું જાણ્યા પછી પણ જુવાન પ્રજાને ઘડવા માટેનું સ્થાન તો મને વ્યાયામમંદિરો જ લાગે છે. એના તરફનું મારું આકર્ષણ ઓછું નથી થયું. ઊગતી પ્રજાને કેળવવાનાં અનેક સાધનોમાં અખાડો મને સર્વોત્તમ લાગે છે. શરત એટલી, કે ત્યાં 'બજરંગ બલિ'ની શક્તિની સાથે ભક્તિની પણ ઉપાસના થવી જોઇએ.

અખાડાએ મારું જીવન બદલી નાખ્યું. ત્રણ વર્ષ પહેલાં વાંચેલા રામાયણ અને મહાભારતની વીરકથાઓ જીવનમાં ઉતારવાનું જોશ આવવા લાગ્યું. આ જીવનમાં પરણવું તો નહિ જ એમ મેં નક્કી કરી લીધું.

મને સોળ વર્ષ પૂરાં થવા આવ્યાં હતાં, ત્યારે મારું બદન

ફાટફાટ થતું હતું. જુવાની ઉછાળા મારતી હતી. વ્યાયામશિક્ષકના પ્રતાપે સમજણ આવી હતી, એટલે એ જુવાનીનો દુરુપયોગ નહોતો થતો. 'નબળાઓનું રક્ષણ' એ ભાવના જોર કરતી જતી હતી. એ દિવસો-માં કોઈ નબળાં વિદ્યાર્થીને નિશાળમાં કે બહાર કોઈ હરામખોર છોકરો સતાવતો હોય તો હું જાનના જોખમે એમાં પડતો, અને હરામખોરનાં હાડકાં ખોખરાં કરતો. મેં એવા કેટલા ય છોકરાઓને ટીપ્યા છે. આવી લડાઈઓમાં હું પણ ક્યારેક માર ખાતો, પરંતુ એવું ઓછું બનતું; કારણ કે કુસ્તી, લાઠી અને મારી વજ્રમૂઠી વખણાતાં.

એક દિવસ વ્યાયામશિક્ષકે મને નેપાળી વીર ખડગબહાદુરની વાત કહી. મારાં રોમેરોમ ચેતન સ્ફુરવા લાગ્યું. હું પણ મારી કોઈ બહેનની ઇજ્જત બચાવવા જેલમાં જઈ શકું, જરૂર પડે તો મરી શકું, એવી એવી ઇચ્છાઓ થવા લાગી. એક દિવસ એમણે જતીનની વાત કરી. મારા મનમાં કણીએ કણીએ મરવાના અભિલાષો ઊછળવા લાગ્યા. હું હોમાઈ જવાનો પ્રસંગ જ શોધવા લાગ્યો.

ઉપરાંત, એ દિવસોમાં હું 'કુમાર' વાંચતો. એમાં વિજ્ઞાન-વીરોની, સમુદ્રની સફરો ખેડનારાઓની, આભમાં હવાઈ જહાજ ઉડાડનારાઓની અને હિમાલયનાં શિખરો ઘૂમનારાઓની વાતો આવતી. આ વાંચતાં હું એટલો તલ્લીન થઈ જતો, કે જાણે જાતે જ અનુભવ લેતો હોઉં !

આ દિવસોમાં જ અમારા વ્યાયામશિક્ષકે મારા પાસે ક્રાંતિ-કારી સાહિત્ય મૂક્યું. એ ખુદીરામ બોઝ, ચંદ્રશેખર આઝાદ અને રામપ્રસાદ બિસ્મિલ મારા આદર્શો બની ગયા. 'આપણે ગુલામ છીએ' એ વિચારથી હું સળગી ઊઠ્યો. મારા શિક્ષક હમેશાં આ અગ્નિમાં ઘી હોમવા લાગ્યા. દેશ-પરદેશના જુવાનોની વાતો કરી મને મસ્ત બનાવવા લાગ્યા. એમણે કોઈ દિવસ મારા પાસે દલીલો કે આંકડાઓ નહોતા મૂક્યા. માત્ર એક જ ધ્વનિ હું સાંભળ્યા કરતો કે આપણે ગુલામ છીએ, આખી ધરતીના પડ ઉપર આપણા જેવી નિર્માલ્ય

પ્રજા એકે ય નથી. મારા શિક્ષક જ્યારેત્યારે બોલતા, કે 'આપણને ધનધાન્ય આપનારી ભારતમાતા આજે પરદેશીઓને હાથ પડી છે, બિચારી ત્રીસ કરોડ સંતાનોની માતા હોવા છતાં એક લાખ માણસોથી પીડાય છે, એનો પોકાર કોઈ સાંભળતું નથી, પોતાના વીર પુત્રોને યાદ કરી કરી એ ચોધાર આંસુએ રડે છે. આજે માતાનાં આંસુના એક ટીપા ઉપર લોહીની નીકો વહેવડાવનાર, પર્વતો અને ખીણોમાં આથડનાર—એ પ્રતાપ અને શિવાજી ક્યાં છે? આજે ભીષ્મ અને અર્જુન, રામ અને કૃષ્ણની પ્રજા નામર્દ બની છે. માતાનો પોકાર કોઈ સાંભળતું નથી. જયંત! તારા જેવા કુમારો ઉપર અત્યારે માતાની આશામીટ મંડાયેલી છે. પરદેશીઓના પંજામાંથી માતાને છોડાવો અને મુક્ત કરો. ફરીને એને એના તેજોમય સિંહાસન ઉપર બેસાડો. એના શીરે આખું જગત અંજાઈ જાય એવો રાજમુગટ મૂકો!'

આ શબ્દો મારો પ્રાણ જાગ્રત કરી, મારા દેશને પીડનારાઓ તરફ રોષની જ્વાળાઓ પ્રકટાવતા. બસ મારું કે મરું એ એક જ ધૂન ત્યારે મગજમાં લાગી રહેલી.

## ૩

'પણ એક દિવસે એક કરુણ ઘટના બની ગઈ. એ દિવસથી મારી લાઠીનું જોર ધીમું પડી ગયું. એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના હું ઘા કરી શકતો તે હવે અચકાવા લાગ્યો. ઘણી વાર હું મારા ભાઇબંધો સાથે રાતે ફરવા નીકળતો. રાત્રે ફરવામાં લાઠી તો સાથે હોય જ. એક રાત્રે લગભગ અગિયાર વાગે અમે ફરીને પાછા આવતા હતા, ત્યારે એક દારૂડિયો મળ્યો. લથડિયાં ખાતો, ગાળો બોલતો રસ્તા વચ્ચે એ ચાલ્યો આવતો હતો. આજ પહેલાં મેં ઘણા દારૂડિયાને ખોખરા કર્યા હતા. હું એમ જ માનતો કે દારૂ પીવો એ દુષ્ટતા છે. દારૂ પીનાર સારો માણસ હોઈ શકે જ નહિ, અને એવા માણસોની

સામે થવું એ મારો સ્વભાવ જ થઈ ગયો હતો. દારૂડિયામાં જોર નથી હોતું, અને એક વાર એને નીચે પટકી દીધા પછી એ ઊભો ન થઈ શકે તે અમે જાણતા હતા. અમે જાણી જોઈને પેલા દારૂડિયા-ની સામે ચાલ્યા. એ લથડિયાં ખાતો જરા પડખે નીકળી ગયો. મારાથી ન રહેવાયું એટલે હું પોતે જ આડો જઈ એની સાથે અથડાયો અને મેં જ બૂમ પાડી: 'બદમાશ દેખતા નહિ હૈ!' આ બૂમની સાથે જ મેં એના ગાલ ઉપર એક તમાચો ચોડી દીધો. મારો હાથ લોખંડી હતો. ગાલ ઉપર તમાચો પડતાં જ એ ધબ દઈને નીચે પટકાઈ પડ્યો. એના દાંતમાંથી લોહી નીકળવા લાગ્યું. મેં અને મારા ભાઈબંધોએ એની કમ્મર ઉપર એક એક લાત લગાવી, પણ એટલેથી અમને સંતોષ ન થયો. અમે એને મરેલા ઢોરને ઢસડે એમ પગેથી પકડીને ઢસડ્યો અને ઢસડતાં ઢસડતાં બાજુની શેરીમાં લઈ ગયા. એનાં કપડાં તો ફાટેલાં હતાં જ, પણ ચામડી સાજી હતી તે ચીરાઈ; અને બીજા એકબે ઠેકાણેથી લોહી નીકળવા લાગ્યું.

અમે આ ધર્મકૃત્ય કરી મનમાં સંતોષ પામતા એ શેરીમાંથી બહાર નીકળ્યા ત્યાં એક બાઈ સામે મળી. એની સાથે બારેક વરસનો છોકરો હતો. બાઈએ અમને જોતાં જ પૂછ્યું: 'ભાઈ! આટલામાં કોઈ દારૂડિયો જોયો?' મેં તરત જ પૂછ્યું: 'કેમ, તમારું કંઈ લઈ ગયો છે? તમારી કંઈ મશ્કરી કરી ગયો છે?' મારા હાથમાં ચળ ઊપડવા લાગી. બાઈએ નિસાસો નાખીને કહ્યું: 'તમે જોયો હોય તો કિયો ને કે ક્યાં છે?' મારા મનના ભાવ બદલાવા લાગ્યા. મેં પૂછ્યું: 'તમારો કંઈ સગો થાય છે?' બાઈએ કપાળ કૂટીને કહ્યું: 'જોયો હોય તો ઝટ જવાબ આપો ને શું કામ ટગવો છો? ઇ મારો ધણી હશે!' આ સાંભળતાં જ મેં ધ્રૂજારી અનુભવી. જીવનમાં એ પહેલો જ પ્રસંગ!

અમે એને દારૂડિયો બતાવ્યો. અંધારામાં પણ એ એના ધણીને ઓળખી ગઈ. નિસાસા નાખતી, ક્રોધ અને દુ:ખથી બબડતી

એ એને ઉઠાડવા લાગી, પણ એ ઊભો ન થઈ શક્યો. બાઈ બોલી: 'કોઇએ માર્યો લાગે છે' આમ બોલતાં જ એનો હાથ લોહીવાળો થયો. એનાથી ચીસ પડાઈ ગઈ. 'અરરર! નખ્ખોદ જાજો મારનારનું.' બાઈ વધુ ન બોલી શકી. એ પણ નીચે બેસી ગઈ અને દારૂડિયાનું આખું શરીર જોવા લાગી. એના મોંમાંથી એક પછી એક ગાળ ને શાપ છૂટવા લાગ્યા.

થોડી વાર રહી બાઇએ એના છોકરાને કહ્યું, કે 'પાડોશમાંથી કો'કને બોલાવી આવ; એટલે આપણે આને ઉપાડી જાઈ.' મારા મિત્રો અને હું સ્તબ્ધ બની ઊભા હતા. અમે અમારો ગુનો જાહેર ન કરી શક્યા, પણ પેલા છોકરાને અમે રોકયો અને બાઇને કહ્યું: 'તમારું ઘર ક્યાં છે? ચાલો, અમે ઉપાડીને મૂકી જઇએ.' ધરતી ખદખદી જાય એવો ઘોર નિઃશ્વાસ મૂકી બાઇએ કહ્યું: 'તમતમારે જાવ ભાઈ, ઈ તો છોકરો કો'કને તેડી આવશે.'

'અમારામાંથી એક જણ બોલ્યો: 'ભંગિયા લાગે છે!' બાઈ સાંભળી ગઈ.

'હા, ભાઈ! ભગવાને અમને ભંગિયાનો અવતાર આપ્યો છે; નંઈ તો કાંઈ આમ હોય! દારૂ તો લોક માતર પીએ છે, એને તો કોઈ મારવા નથી જાતું અને મારા આ રોટલાના રળનારને કો'કે ઢોરની જેમ ટીપી નાખ્યો. હું તો કઉં છું કે એને રૂંવે રૂંવે કીડા પડશે!'

હું કંપી ઊઠ્યો. મારાથી ન રહેવાયું, મેં કહ્યું:

'બહેન, અમને ખબર નહિ, અમે જાણ્યું કે કોઈ લુચ્ચો લફંગો હશે; એટલે અમારાથી મરાઈ ગયું. અમને માફ કરજો.'

બાઈ અંધારામાં અમારાં મોઢાં જોઈ રહી: 'કાંઈ વાંધો નંઈ ભાઈ, તમારા મનને ટાઢક થઈ હોય તો બસ. અમારો તો અવતાર ભંગિયાનો એટલે બધું ય ભોગવી લેવાનું. લ્યો, હવે તમતમારે જાવ.'

'અમે ક્યાં જઇએ?' અમે આગ્રહ કર્યો કે અમે જ મૂકવા

આવીએ, પણ ઘણી વાર સુધી બાઇએ ન માન્યું. એનો એક એક શબ્દ મને વીંધવા લાગ્યો. મેં બાઈ પાસે કાલાવાલા કર્યા કે કોઈ રીતે મને મૂકવા આવવા દો! આખરે બાઇએ કબૂલ રાખ્યું અને અમે બે જણાએ ઝોળી કરી દારૂડિયાને ઉપાડ્યો. એ હજી બેશુદ્ધ સ્થિતિમાં જ હતો. ભંગીવાસના ઝાંપા પાસે આવતાં બાઇએ કહ્યું: 'બસ, ભાઈ! અહીં મૂકી દો. હવે અમે લઈ જાશું.' અમે કહ્યું: 'ના, ના, અમે ઠેઠ ઘર સુધી મૂકી જશું;' પણ બાઈ શાની માને? એ તો કહેવા લાગી, 'મારાથી તમારી દેહને નો અભડાવાય! ઈ પાપમાં હું નો પડું. તમે આટલું કર્યું તે તમારો વાંક ધોવાઇ ગયો. જાવ, ભગવાન તમારું ભલું કરશે.'

અમે ન માન્યા અને છેવટે એને ઘર સુધી લઇ ગયા. મેં પહેલવહેલો જ ભંગીવાસ જોયો અને તે પણ રાતના બાર વાગે. ભંગીવાસમાં દુર્ગંધનો પાર નહોતો, આ દારૂડિયાને ઘેર એક એની આંધળી ડોસી વાટ જોઇને બેઠી હતી. એણે જ્યારે મારની વાત સાંભળી, ત્યારે કલ્પાંત કરવા લાગી. દારૂડિયાનો નશો ઊતરવા લાગ્યો. બાઇએ ઘરમાં દીવો ચેતવ્યો. અમે નાક ઉપર રૂમાલ દાબી ઓસરીમાં બેઠા. ઘરમાં બે–ચાર ચીંથરાં, ત્રણ–ચાર હાંડલાં, એક ડબલું અને બે ભાંગલા ખાટલા પડ્યાં હતાં. આ બધી એની મિલકત હતી. દીવાના અજવાળામાં અમે દારૂડિયાને જોયો. એને ધાર્યા કરતાં વધુ લાગેલું હતું, પણ અમારો ગુનો કોઇએ ગણાવ્યો જ નહિ. સૌ પોતાના નશીબનો જ વાંક કાઢવા લાગ્યા.

ત્યાં ઓસરીના ઓટલા ઉપર બેઠા બેઠા મેં જાણ્યું કે આ દારૂડિયો, જેનું નામ મેઘો હતું તે આજે પગાર લઇને ઘેર આવતો હતો. એની વહુ પહેલેથી જ જાણતી હતી કે આજે ખિસ્સામાં પૈસા આવતાં એ જરૂર પીઠામાં જવાનો, અને ખિસ્સાં ખાલી કરવાનો. એને સાત રૂપિયાનો પગાર મળતો હતો. એમાં આખા ઘરનો મહિનો

ગુજારવાનો હતો. દર વખતે એની વહુ એને પરબારો ઘેર લઈ આવતી અને પૈસા લઈ લેતી. જ્યારે એમ કરવાનું ભૂલે, ત્યારે મેઘો ખાલી ખિસ્સે જ પાછો આવે. મેઘો બિચારો દારૂ તો આઠ બાર આનાનો જ પીતો, પણ કોઈ ભાઈબંધ પૈસા ઉઠાંવી જતો અથવા આવી રીતે ક્યાંક કુટાઈ જતો અને પૈસા ખોઈ આવતો. આજે એના ખિસ્સામાંથી પાંચ રૂપિયાની નોટ અને એક રૂપાની પાવલી નીકળી. આ સવા-પાંચ રૂપિયામાં એક મહિનો ગુજારવાનો હતો. મેઘાની વહુ અને છોકરો મજૂરી કરતાં, પણ હમણાં એ મોસમ નહોતી. આ મહિને એ બે જણ થઇને મેઘાની કમાણીમાં માંડ એક રૂપિયાનો વધારો કરી શક્યાં હતાં, આમ છતાં મેં એ બાઈ પાસેથી જાણ્યું કે બધાં 'સારી રીતે' પેટ તો ભરતાં જ. મેઘાની વહુ ગમે ત્યાંથી એઠ-જૂઠ માગી આવતી અને ઘરની ગરીબાઇને ઉચ્ચ વર્ણના એઠવાડથી ઢાંકી દેતી.

## ૪

આ દશ્ય મારા જીવનમાં નવું હતું. મેઘાને મારવા બદલ અમને પારાવાર દુ:ખ થવા લાગ્યું. આ પ્રસંગ બન્યો ત્યાં સુધી તમામ દુઃખનો નિકાલ મારવામાં ને મરવામાં જ છે, એટલું હું સમજતો. આ પ્રસંગે મને વિચારમાં નાખી દીધો. લોહીનો ધમધમાટ ઓછો થવા લાગ્યો. રાતે બે વાગે ભારે હૈયે હું ઘેર પહોંચ્યો. મિત્રો તેમને ઘેર ગયા.

મારી રાત બગડી ગઈ. સવારના ૭ વાગ્યા સુધી પથારી ઘસ્યા કરી. મારી બાને આશ્ચર્ય થયું કે હું આજે ચાર વાગે ઊઠીને અખાડે કેમ નથી ગયો? પણ કોઈ કશું બોલ્યું નહિ. રાતે હું મોડો આવેલો; પણ આવ્યો ત્યારે બે વાગ્યા હતા એમ કોઈ નહોતું જાણતું. તે દિવસે હું અખાડે ન ગયો. મારા બળવાન શરીર સામે મને તે દિવસે સહેજ અણગમો આવ્યો. તમાચો મારનાર લોખંડી

હાથથી હું મનમાં ને મનમાં શરમાવા લાગ્યો. મારા સ્વભાવની વિરુદ્ધ તે દિવસે હું ગંભીર બની વિચારમાં પડી ગયો, પણ આ પ્રદેશ મારા માટે અજાણ્યો હતો. હું કશું સમજ્યો નહિ. માત્ર મારવું અને મરવું એ મારો જીવનસિદ્ધાંત હતો તે મોળો પડવા માંડ્યો.

બીજે દિવસે સવારે ચાર વાગે અખાડે ગયો. કાંઈ કસરત ન કરી. જ્યાંત્યાં થોડી વાર આંટા માર્યા. શિક્ષકને થયું કે આજ ભાઈ કાંઇક મૂંઝવણમાં પડ્યા છે. એમણે તો માન્યું, કે 'મારા બાપાએ લગ્નની ગોઠવણ કરવા માંડી હશે.' આવા અનુભવો એમને ખૂબ થયેલા. એમણે મને પૂછ્યું: 'કેમ જયંત, આજ કાંઈ ગંભીર બની ગયો છે? પરણવું તો નથી ને?' મેં ના પાડી. પેલો કરુણ પ્રસંગ એટલી જ કરુણતાથી વર્ણવ્યો. શિક્ષકને પણ એ કરુણતાનો સ્પર્શ થયો એમ મેં જોયું.

એમને એક ભય લાગ્યો કે આ પ્રસંગ કદાચ મારું જોશ ઓછું કરી નાખશે, મારો અંતરાગ્નિ બુઝાવી નાખશે. તેઓ મને સમજાવવા લાગ્યા.

'સારું કામ કરવા જતાં ક્યાંક ભૂલ તો થઈ જાય, એનો હર્ષશોક ન કરવો જોઇએ.'

મેં કહ્યું: 'આજ સુધીમાં મારી તાકાતના પરિણામે જેટલાં સારાં કામ થયાં તે બધાં ધોઇ નાખવાને આ એક પ્રસંગ બસ છે. બિચારાની ડોસી કેવું કલ્પાંત કરતી હતી!'

શિક્ષકે મને કહ્યું: 'તારે એક વસ્તુનું ધ્યાન રાખવું, કોઈ દિવસ ભૂલેચૂકે પણ ગરીબોની ઉપર હાથ ન ઉપાડવો. ગરીબો સારાં જ હોય છે એવું નથી, પણ એ બાપડાંઓની પરિસ્થિતિ જ એવી હોય છે કે તેમને ખરાબ થવું પડે. સાચી ખરાબી, એટલે સાચા બદમાશ તો શાહુકારો, નાતના પટેલો અને સરકારી અમલદારો છે. આ વર્ગ માંહેનો કોઈના ઉપર તું આંખ મીંચીને ઘા કરીશ તો પણ અંતે તને સંતોષ જ થશે.'

મારા મનને આ સાંભળ્યા પછી પણ નિરાંત ન થઈ. મારી સામે તો મેઘાની મા, એની વહુ અને દીકરો તરવરવા લાગ્યાં; પણ શિક્ષકે મને એક બીજી વાત કરી અને મારું લોહી પાછું તપાવી દીધું.

'જો જયંત, આપણે જેને મારીએ તેને દુઃખ થાય, એના કુટુંબને પણ થાય; પણ કોઈ માણસ એકલો એક હજારને રંજાડતો હોય તો એને મારવામાં લાભ છે. એના મોતથી બે–ચાર માણસ દુઃખી થશે, પણ હજાર માણસને શાંતિ મળશે. દુનિયામાંથી જુલમ, દુઃખ, પાપ એ બધું દૂર કરવાનો આ સિવાય બીજો ઉપાય જ નથી. તું આમ ઢીલો થશે તો કેમ ચાલશે ? તું તો નાશ પામતી ભારતીય સંસ્કૃતિનો ઉદ્ધારક થવાનો છે. તારામાં એટલું તેજ છે કે તારી આજુબાજુ નવલોહિયા જુવાનોની સેનાઓ રચાશે. ભારતમાતાની જંજીરો તારા આ લોખંડી ઘણથી ભાંગીને ચૂરો થવાની છે.' આટલું બોલતાં શિક્ષકે મારા જમણા ખભા ઉપર હાથ ઠોક્યો. હું ટટ્ટાર થઈ ગયો. શિક્ષકે ફરીને મારી આંખો ચમકતી જોઈ. તેઓ મને શાબાશી આપતા વિદાય થયા. જતાં જતાં બોલ્યા, કે 'નિર્બળોની રક્ષા કરવાનું ચૂકતો નહિ !'

તત્કાળ તો મારું ડહોળાયેલું મન પાછું ગોઠવાઈ ગયું, પણ ત્યાર પછી મેં કહ્યું તેમ હું જ્યાંત્યાં ઘા નહોતો કરી શકતો. કોઈ છોકરો ખરેખર બીજા ઘણાને રંજાડતો હોય અને એને કાબૂમાં લેવાનો મારી પાસે એકેય ઉપાય ન હોય ત્યારે હું મારી બેસતો; પણ અગાઉની સરખામણીમાં તો હું શાંત થઈ ગયો હતો. આ શાંતિ મને ભારે ભારે લાગતી હતી. મારી શક્તિઓ કાંઈક આવિર્ભાવ માગતી હતી. બરાબર ત્યારે જ '૩૦ની લડત શરૂ થઈ. મેં શિક્ષકને આ વિષે પૂછ્યું. તે મારો વાંસો ઠોકીને બોલ્યાઃ 'શાબાશ, આજ મારો હર્ષ ઊભરાઈ જાય છે. હું પણ આવવાનો છું હો ! આપણા અખાડામાંથી એક સરસ ટુકડી ઊભી કરવાની છે.' મને લાગેલું કે

એમને આ મારામારી વિનાની લડત નહિ ગમે, પણ આ તો ઊલટું જોયું. હું ખૂબ રાજી થયો.

અહવાડિયામાં એક મજબૂત ટુકડી તૈયાર થઈ અને સવિનયભંગમાં ઊતરી. મારે બીજાની વાત કરવાની નથી, એટલે મારી જ વાત કરું છું. આવવાને આગલે દિવસે મેં મારી બાને અને પછી બાપાને વાત કરી. તેઓ સહેજ ચિંતાતુર થયાં, પણ છેવટે મને ખુશીથી રજા આપી. મારી બાએ જ્યારે મને તિલક કર્યું ત્યારે એની આંખમાંથી મોતી ટપકી પડ્યાં હતાં, પણ એનું મોં તો હસતું હતું. એ રુંધાતા કંઠે બોલી હતી: 'જીતીને વહેલો આવજે; ભગવાન તારું રક્ષણ કરે.'

૫

માતાપિતાના આશીર્વાદ લઈને હું છાવણીમાં આવ્યો ત્યારે મારાં સ્વપ્નાંઓ અદ્ભુત હતાં. આજ સુધી નથી થઈ શક્યું તે હવે થશે, મારું શરીર નિર્બળોની રક્ષા માટે હોમી શકીશ, ભારતમાતાની બેડીઓ તોડવા હું બેડીઓ પહેરીશ, લાઠીના ઘા ઝીલીશ, જેટલા સિતમો આવી પડશે તેટલા બહાદુરીથી વધાવી લઈશ—આવી આવી ભાવનાઓ સેવતો હતો. મનમાં શંકા એક જ બાબતની હતી કે બધું દુ:ખ મૂગે મોઢે, સામો હાથ પણ ઉગામ્યા વિના ખમી શકાશે? પણ આવતાંની સાથે મેં જોઈ લીધું કે એ ખમી શકાય એમ છે. વાતાવરણમાં જ સહન કરવાની અસર ભરી હતી. સામે મારવાનું તો કોઈ બોલતું જ નહોતું. 'મરી જાઓ, ખપી જાઓ, તમારા આપભોગથી સ્વરાજ્ય પ્રાપ્ત કરો' એ શબ્દો જ ગાજતા હતા.

છાવણીમાં મારી ઉંમરના કેટલાય કુમારો હતા. અમારી સામે આંગળી ચીંધીને આગેવાનો પ્રજાને જાગ્રત કરતા. અમારી ઓળખાણ 'દૂધમલિયા, નવલોહિયા, ફૂલગોટા જેવા' એવી રીતે અપાતી, અને સાચે જ લોકોમાં એની ખૂબ અસર થતી. ગામડાંની ડોસીઓ અમને

પૂછતી: 'તમારાં માબાપ તમને શે રજા આપે છે?' અમને જ્યારે માર પડે ત્યારે ગામલોકોની આંતરડી કકળી ઊઠતી. મારામાં કાંઇ જ્ઞાન નહોતું; પણ અમારા નિઃસ્વાર્થ આત્મત્યાગની લોકો ઉપર જબરી અસર થાય છે એમ હું જોઇ શકતો હતો.

હું નાનો હતો એટલે '૩૦ની લડતમાં પકડાયો નહિ. કેટલીય વાર મને પકડ્યો અને માર મારીને છોડી મૂક્યો. મને બધા કહેતા: 'જયંત ! એમ 'લોટરી' ન લાગે. ઊંચેથી નીચે પછડા તો પણ દાઢીમૂછ ઉગાડ્યા સિવાય કાંઇ પાકે એમ નથી' અને ખરેખર એમ થયું. એક વરસમાં હું ઘણી ય વાર ઉપરથી નીચે પછડાયો. નીચે શા માટે, સરકારના એકે એક કાયદા ઉપર પછડાયો અને એના ભુક્કા કરી નાખ્યા, પણ મને ન જ પકડ્યો. તે દિવસે કોણ જાણે શા માટે પણ મને પકડાવાની ખૂબ ઇચ્છા થતી હતી. મને જ્યારે કાચી જેલમાંથી છોડી મૂકતા ત્યારે લાગી આવતું.

આ લડતમાં મને વિના પ્રયત્ને ઘણું જાણવાનું મળ્યું. છાવણીમાં મેં ગાંધીજીની કૂચનાં ભાષણ અને એવું કેટલું ય વાંચ્યું. હું ત્યારથી જ ગાંધીજી તરફ આકર્ષાયો. ગાંધીજી કૂચ વખતે બોલેલા: 'વન વન રઝળીશ, કૂતરાં અને કાગડાને મોતે મરીશ, પણ સ્વરાજ્ય લીધા વિના પાછો નહિ ફરું. જેને જવું હોય તે અત્યારે જ પાછા જજો. આ આખરી સંગ્રામ છે. ઘેર માબાપ માંદાં પડશે, ઘરમાં લાહ્ય લાગશે, પણ પાછા નહિ જવાય.' આ શબ્દો મારી છાતીમાં કોતરાઇ ગયા. મેં પણ મનમાં ને મનમાં એ પ્રતિજ્ઞા કરી લીધી.

છાવણીમાં ડહાપણની વાતો કરનાર કોઇ નહોતું. ત્યાં તો યુદ્ધની મસ્તી હતી. 'શરીર સંભાળીને કામ કરજો' એમ તો કોઇ બોલતું જ નહોતું. દિવસના ત્રીસ, ત્રીસ ચાળીસ ચાળીસ માઇલની મુસાફરીઓ કરતા. મધરાતે મીઠાની કોથળીઓ ઉપાડી એક ગામથી બીજે ગામ ઘૂમતા. થાક, આરામ, શાંતિ એ બધું ભુલાઇ ગયું હતું. જે મળે તે ખાઇએ, જ્યાં ઊંઘ આવે ત્યાં ઊંઘી જઇએ. કોઈ દિવસ

નદીની રેતીમાં, કોઇ દિવસ સ્મશાનની છાપરીમાં, કોઇ દિવસ તળાવ-ની પાળે તો કોઇ દિવસ કોઈનાં વાડી–ખેતરમાં. આ મસ્તજીવન મને બહુ ગમી ગયું. દુનિયામાં કશી ય મિલકત નહિ, ક્યાં ય ચોક્કસ સ્થાન નહિ, આવતી કાલની કે સાંજની ખબર નહિ–એ સ્થિતિનો પરમ રસ જેણે ભોગવ્યો હોય તે જ જાણે. મને તો ખૂબ ખૂબ રસ આવવા લાગ્યો.

ગામડાંનાં દુઃખોની અને સરકારના જુલમોની વાતો સાંભળતો, નજરે પણ બધું ય જોતો; છતાં મને ખાસ દુઃખ ન થતું. મારું મન એક જ જવાબ આપતુંઃ 'દુઃખ છે, ત્રાસ છે તે સમજ્યા. તું તારે થાય એટલું કરવા માંડ ને !' અને હું રાતદિવસ જોયા વિના મને સોંપેલા કામ પાછળ મંડ્યો રહેતો.

છાવણીમાં મીઠાં સ્મરણોનો પાર નથી. મારી સોળ વર્ષની વાત હું ગમે તેટલા વિસ્તારથી કહું તો ય એક કલાક કરતાં વધારે ન કરી શકું. એ સોળ વર્ષ તો છાવણીના વર્ષના હિસાબે સાવ સીધાં ને સરળ વીતી ગયાં હતાં. છાવણીના એક એક દિવસમાં, એક એક પ્રસંગમાં કોઈ અદ્‌ભુત અને રસિક ઇતિહાસ ભર્યો છે. ગામને વીંટીને પડેલો ગઢ ઠેકી અમે બહાર કૂદતા, ત્યારે મને બહારવટિયા-ઓનાં સ્મરણો થતાં. હું મારા જીવન ઉપર ખુશ ખુશ થઈ જતો હતો.

આ વાત હું વધુ ન લંબાવું. પછી સંધિ થઈ. ચારે બાજુ ઉત્સવો ઊજવાયા. મને ચિંતા થવા લાગી કે હવે શું કરવું ? બસ લડાઇ પૂરી ! આ મસ્તી અને મઝા ખતમ? હું તો વિચારમાં પડી ગયો. સંધિ થઇ કે તરત મારા પિતાનો કાગળ આવ્યો. એ મને ઘેર બોલાવતા હતા. મને મારાં માતાપિતા તરફ ખૂબ પ્રેમ હતો, પણ દેશને માટે–માતા ભારતીને માટે ખપી જવું જોઇએ; એ ભાવના વધુ બળવાન હતી.

હું વિચારમાં હતો ત્યાં જ સૈનિકો વીખરાવા લાગ્યા. બધું

ઉજ્જડ થવા માંડ્યું. કેટલાક જુવાનો રચનાત્મક કામનો વિચાર કરતા હતા, પણ કોઈ આગળ આવીને ભાર ઉપાડવા તૈયાર ન લાગ્યું. સૈનિકો વીખરાઈ ગયા, હું પણ ઘેર ગયો. માતાપિતાને હર્ષપૂર્વક મળ્યો અને રાત જાગી જાગીને લડાઈની વાતો કરી.

હવે હું મોટો થયો હોઉં એમ બધાં મારા તરફ જોતાં હતાં. પહેલાં મને જેટલી સ્વતંત્રતા આપતાં તેટલી 'છોકરું છે' ગણીને આપતાં, પણ હવે મારો આંક ગણાવા લાગ્યો. એક દિવસ મારા મોટાભાઇ મારફત મારા પિતાએ મને કહેવડાવ્યું, કે તારું સગપણ કરવું છે. હું તમને એક વાત કહેવી ભૂલી ગયો છું, કે મારે એક મોટો અને એક નાનો ભાઇ છે; પણ એ વાતને મારી કથા કે રાષ્ટ્રભાવના સાથે સંબંધ નથી. મેં મોટાભાઇને જણાવી દીધું કે મારે પરણવું નથી, મારે તો હનુમાન જેવા થવું છે; મોટાભાઇ આટલામાં બધું સમજી ગયા. એમણે મારા પિતાને જણાવ્યું. પિતાએ મને બોલાવ્યો અને બાજુમાં બેસાડી પ્રેમથી કહ્યું:

'જયંત! મને તારું સગપણ કરવાની ઉતાવળ નથી, પણ તને હવે અઢારમું બેસશે; એટલે તારું મન જાણવા મેં પૂછ્યું હતું, બાકી તારે હૈયે વસે તે દિવસે પરણજે.'

મારા આનંદનો પાર ન રહ્યો. મેં અંતરથી મારા પિતાને કોટિ કોટિ વંદન કરી લીધાં.

ત્રણેક મહિના હું ઘેર રહ્યો, ત્યારે અખાડે જવાનું તો બંધ થઈ ગયું હતું. એને બદલે સંસ્થાઓ જોવી, કાર્યકર્તાઓનો પરિચય કરવો અને વંચાય તેટલું વાંચવું એ મારો કાર્યક્રમ હતો; પણ એથી હું કંટાળ્યો. મારા પિતાએ શાળામાં દાખલ થવાનું કહ્યું. મેં જણાવી દીધું. કે એ બને એમ નથી. હવે તો સ્વરાજ્યસાધના જ કરવાની છે, એ કેમ થઈ શકે તે બતાવો. પિતા શું બતાવે? પણ એમણે ભણવાનું દબાણ ન કર્યું. મને કેટલીક ચેતવણી આપી કે

'અત્યારે આમ કર્યા કરીશ તો પછી ભણાશે નહિ; અને મોટો થઈશ ત્યારે અફસોસ કરવાનો.' મારા ઉપર એ ચેતવણીની અસર થાય એમ નહોતું, પણ ભણવું નહિ તો કરવું શું? હું તો ભારે મૂંઝાયો. કાંઈક કરવું તો જોઈએ. સ્વરાજ્યસાધના કાંઈ બાપાના રોટલા ખાધે થાય?

મને વિદ્યાપીઠમાં દાખલ થવાની ઇચ્છા થઈ. પિતાશ્રીએ પણ રજા આપી. મેં તો પાછું ઘર છોડયું, પણ એ વખતે તો બધાને એમ હતું, કે હું ભણવા જાઉં છું. એવી શી ખબર કે વિદ્યાપીઠમાંથી પાછો છાવણીમાં અને ત્યાંથી જેલમાં આવી પડીશ. વિદ્યાપીઠના સ્વરાજ્યવિદ્યાલયમાં મેં તાલીમ લીધી. જો કે મારા માટે એમાં ખાસ નવું નહોતું, પણ ગુજરાતના જુવાનોનો પરિચય થયો, કાકાસાહેબ જેવાની ઓળખાણ થઇ, ગાંધીજી અને એમના સિદ્ધાંતો વધુ સમજ્યો. આ બધા લાભ તો ખરા જ; પણ ખાસ લાભ તો એ થયો, કે હિંદુસ્તાની સેવાદળની તાલીમ મળી અને અખાડાનાં દિવસોમાં મારા મગજમાં અસ્પષ્ટ રમતી યોજના તાજી થઈ. જુવાનોની સેના ઊભી થવી જોઇએ એ વિચાર ત્યાં જાગ્રત થયો.

૬

બાપુ વિલાયત ગયા અને ત્યાંથી ખાલી હાથે પાછા આવ્યા. બાપુના આવ્યા પહેલાં જ સરકારે લડત શરૂ કરી દીધી હતી. બાપુએ એ ઝીલી લીધી. મેં વિદ્યાપીઠમાંથી પરબારું લડતમાં ઝુકાવ્યું. આ વખતે હું તરત જ પકડાયો. મને ૭ મહિનાની સજા થઈ. મારો જેલનો આ પહેલો અનુભવ. મેં જેલને બહુ ભયંકર ધારેલી, પણ એના તોતીંગ દરવાજા જ માત્ર ભયંકર લાગે છે એમ મેં પહેલા અનુભવે જોઈ લીધું. એ વખતે જેલો ઊભરાઇ ગઇ હતી. લોકોનાં ટોળેટોળાં ઊતરી આવ્યાં હતાં. કશી ય પૂર્વતૈયારી વિના આટલું ચેતન ક્યાંથી ઊછળી આવ્યું એનું આશ્ચર્ય થતું હતું, પણ એ

જોશ લાંબો વખત ન ટકી શક્યું. '૩૨ ની લડતના આરંભમાં સમજુ અને આગેવાન ગણાતા માણસોની માન્યતા એવી હતી કે ચાર મહિનામાં સરકારને સંધિ કરવાની ફરજ પડશે; પણ એ માન્યતા ખોટી પડી. ટૂંક સમયમાં જ વિજય મેળવી લેવાની આશાથી આવી પડેલાઓ નિરાશ થયા. સરકારે પ્રજાને દાબી દેવાનો એક પણ ઉપાય બાકી ન રાખ્યો.

મારે તો સુલેહ અને લડાઇ સરખાં જ હતાં; કારણ કે મેં તો આખું જીવન દેશને અરપી દીધું હતું. સુલેહ થાય તો કામના ઢગલા પડ્યા હતા. ઉપરાંત, મારામાં સૈનિકવૃત્તિ જોરદાર હતી એટલે આવી બાબતોમાં હું બહુ રસ ન લેતો. જે થાય તે ઠીક માની, મારા વિચારોમાં મગ્ન રહેતો.

જેલમાં મેં પગ મૂક્યો ત્યારથી મારી આજુબાજુ ઉપદેશકો આવવા લાગ્યા. કોઇ મારા ભોગના વખાણ કરતા, અને જીવનભર આવો જ ભોગ આપતા રહેવાનું સમજાવતા; કોઇ મને જોઇ નિસાસા નાખતા અને કહેતા, કે 'આ તમારા અભ્યાસનો સમય છે, નાહક શા માટે આખી જિંદગી ધૂળમાં મેળવો છો?' આ ભાઇઓ જ્યારે સાંભળતા હતા કે લડત ન હોય તો ય હું આવું જ કામ કરવાનો છું, ત્યારે તો ખૂબ દુ:ખી થઇ મને સમજાવતા અને અભ્યાસ કરવા લલચાવતા. કોઇ વળી મને પોતાની સાથે પોતાની સંસ્થામાં કામ કરવા ખેંચતા, અને મારી કાંઇ જરૂરિયાત હોય તો પૂરી કરવાની ઇચ્છા બતાવતા. આ રીતે ચારે બાજુ મને ખેંચવાના પ્રયત્નો થવા લાગ્યા.

મારા મનની સ્થિતિ પણ ડામાડોળ હતી. મારી આંખ સામે અનેક પ્રકારના માણસો બેઠા હતા, અનેક વિષયના અભ્યાસીઓ બેઠા હતા; પુસ્તકોના તો ઢગલા ખડકાયા હતા. આમાં મારે શું પસંદ કરવું? આટલા બધા વિષયોમાં મારું સ્થાન ક્યાં? ઘણાખરા

મને આટલું કહેતાઃ 'તમારો માર્ગ નક્કી કરી લો; ગમે ત્યાં ઝાવાં નાખશો એમાં નહિ ફાવો; કોઇ એક વિષયને પોતાનો બનાવી લો અને એમાં નિષ્ણાત થઇ જાઓ.' આવું કહેનાર મારી પાસે તો પોતાનો મનપસંદ વિષય જ રજૂ કરતા; અને હું એ પણ જોતો, કે તેઓનાં જીવનમાં પણ અસ્થિરતાનો પાર નહોતો.

એક સામટા ઘણા વિષયો, ઘણા વિચારો, ઘણી સૂચનાઓ અને ઘણી લાલચો મારી સામે આવી પડવાથી હું મૂંઝાયો. મારું જોશ કાંઇક નરમ થવા માંડ્યું. અત્યાર લગી મારી જાત તરફ મને સંતોષ હતો. હું દેશને માટે મરી શકું એમ છું, એ એક વિચારથી હું મસ્ત રહેતો. હવે મારા મનમાં સવાલ ઊઠ્યો, કે લડતમાં તો ઠીક પણ પછી શું કરીશ? આ વિચારે મને ગભરાવી મૂક્યો. હું મારા મનને મનાવું કે અત્યારે તો લડતના જ વિચાર કર, પછી જે થવાનું હશે તે થઇ રહેશે; પણ મન એવું ભોળું નહોતું કે આમ માની જાય. મને કાંઇ ન સૂઝ્યું, એટલે બધાની પેઠે હું પણ વાંચવા મંડી પડ્યો. કાંઇક અંગ્રેજી ભાષાનો અભ્યાસ પણ વધાર્યો. આખી સજા ખતમ થતાં સુધી ઊંધું ઘાલીને એ જ કામ કર્યા કર્યું. હું ઘણું ઘણું નવું સમજ્યો, પણ મારા મનને નિરાંત ન થઇ. મેં જોયું કે મારામાંથી આત્મવિશ્વાસ ઓછો થતો જાય છે, મારું તેજ હણાતું જાય છે.

બીજો મહત્ત્વનો ફેરફાર મારામાં એ થયો, કે મને સૈનિકોનો અને નાનામોટા આગેવાનોનો નિકટ પરિચય થયો. કેટલાક તરફ મારી ભક્તિ અને માન વધી ગયાં અને કેટલાક તરફથી હું સાવ નિરાશ થયો; જેની ત્યાગભાવના અને બલિદાનશક્તિ ઉપર હું મુગ્ધ હતો, એવા ઘણાને છીછરા હૃદયના માણસો તરીકે મેં ત્યાં ઓળખ્યા. જેને હું સામાન્ય ગણતો એવા ઘણાને પરમ ત્યાગી અને શક્તિશાળી તરીકે પિછાણ્યા. જાહેરજીવનને હું પવિત્રતાનું ધામ માનતો. જાહેરજીવનમાં આપભોગની સુગંધ ભરી હશે એમ માનતો. જાહેરજીવનમાં પડવાથી મારું જીવન ઉચ્ચ બનશે, મારી નિઃસ્વાર્થ ભાવના-

ઓને પોષણ મળશે અને મારી સેવાશક્તિ વિકાસ પામશે—એ બધી મારી માન્યતાઓ ડગમગવા લાગી. જાહેરપુરુષો પણ દુનિયાની બહાર નથી એ હું સમજ્યો. ત્યાં પણ માણસમાં ઈર્ષા, અભિમાન અને કાતિલ હરીફાઇ પડ્યાં છે એમ મેં જોયું. જાહેરજીવનમાં સાવધ ન રહીએ તો એ ભૂલભુલામણીમાં આપણો પત્તો પણ ન લાગે. આપણે પોતે જ આપણી જાતને ભૂલી જઇએ, અને કોઇ પુરુષની મહત્ત્વાકાંક્ષાના શિકાર બની જઇએ અથવા તો કોઇને આપણી મહત્ત્વાકાંક્ષાના શિકાર બનાવી દઇએ એવું મેં જોયું.

આવાં કાચાપાકા વિચારો અને શંકાકુશંકાઓ લઇ, હું જેલ-માંથી છૂટયો. છૂટીને તરત પાછું જેલમાં આવવાનું હતું. મને લડત છોડી દેવાની સલાહ પણ મળી હતી; પણ મારા મનમાં એ વિચાર એક ક્ષણ પણ સ્થાન મેળવી શકયો નહિ. બલિદાન સિવાય બીજી કોઇ પણ રીતે જીવનનો સુંદર ઉપયોગ ન થઇ શકે એમ હું અંતઃ-કરણપૂર્વક માનતો હતો. છ મહિના પછી મેં બહાર આવી જોયું, તો યુદ્ધનો જુવાળ ઓસરતો હતો. લોકોમાં જોશ નહોતું રહ્યું. આગેવાનો પણ નિરાશ હતા. જે લોકો 'અનંતકાળ સુધી લડવું પડે તોય શું?' એવી વાતો કરનારા હતા, તે છ મહિનામાં થાકી ગયા હતા. જેલમાંથી છૂટીને આવનાર કોʼક જ પાછું જતું હતું.

હું તો પૂરો એક મહિનો પણ બહાર ન રહ્યો. ફરીથી પકડાયો ત્યારે સાડાસાત મહિનાની સજા થઇ. એ વખતે બહારથી જ વિચારી લીધું હતું, કે જેલમાં જીવનનો માર્ગ નક્કી કરી લેવો છે અને ખૂબ ખૂબ અભ્યાસ કરવો છે. આજ સુધીનો મારો અનુભવ કહે છે કે લગભગ બધા આ રીતે વિચારીને અહીં આવે છે, અહીં પણ એવી જ વાતો કરે છે; પરંતુ હજારમાં એક માણસ પણ પોતાનો માર્ગ નક્કી કરી શકતો નથી. બધા માણસો એક બીજાને એવું કહ્યા જ કરે છે કે તમારે તમારી રસવૃત્તિ અને શક્તિ પારખી લેવાં જોઇએ અને કોઇ પારખતું નથી, કોઇ શોધી કાઢતું નથી.

મને મારી બીજી સજામાં આનું કારણ સમજાયું. બીજી સજામાં મારી જાતને તેમ જ મારા ઉપદેશકોને હું વધુ સમજ્યો. દેશનાં દુઃખો દૂર કરવા ઊભી થયેલી સંસ્થાઓ અને સંસ્થાઓ ઊભી કરનાર અને ચલાવનાર આગેવાનો મારા હૃદયમાં વધુ સ્પષ્ટ થયાં. મારા મનની ગૂંચ ઊકલી ગઇ, મારી મૂંઝવણનો ઘણે અંશે નિકાલ થયો, મારી શક્તિ–અશક્તિ અને મર્યાદાઓનું મને ભાન થયું. તરંગો અને ભાવનાઓ વચ્ચેનો ભેદ હું સમજ્યો. સેવાવૃત્તિ અને પોતાની જાતનું પ્રદર્શન કરવાની વૃત્તિ એક જ જાતનાં લૂગડાં પહેરીને આવે છે; એની ખબર મને પડી ગઇ.

બીજી સજા મેં નાસિક–જેલમાં ભોગવી. નાસિક–જેલનો ત્રાસ હવે જાણીતો થઈ ગયો છે. એ લડતમાં જોડાવાનું ભાગ્ય મને મળ્યું. એનો ઇતિહાસ રસિક છે, પણ એ હું અહીં નથી કહેવાનો. મારા વિચારો સાથે એ લડતનો કેટલો સંબંધ છે એ જ જણાવીશ. મેં તમને આરંભમાં જ કહ્યું છે, કે જ્યારેત્યારે મેં ચેતવણીઓ જ સાંભળી છે. નાસિક–જેલમાં તો હું એનાથી ત્રાસી ગયો. મને સજા થઈ. બંધખોલી, દંડાબેડી, ખડાબેડી, ગૂણીકપડાં વગેરે મળ્યાં, ત્યાં સુધી તો ખાસ વિચારો ન આવ્યા; પણ જ્યારે મારા સાથીઓને માર પડ્યો, ઉપવાસો થયા અને ઘાતકી જેલરે કેર વર્તાવવા માંડ્યો, ત્યારે મારા મનમાં મંથન શરૂ થયું. ત્યાં બેઠાં બેઠાં મેં લડતનો રંગ પારખી લીધો હતો. મેં અનિષ્ટમાં અનિષ્ટ પરિણામની તૈયારી કરવા માંડી હતી. મનમાં એક ખૂણામાંથી જીવતરનો લોભ ગણગણી ઊઠતો: 'આવા નજીવા કારણે દેહનો ભોગ આપવો એ યોગ્ય નથી. જીવતો રહે, ઘણું કરી શકીશ.' બળવાન અંતરાત્મા જવાબ આપતો: 'નજીવો કે સજીવો પ્રસંગ નક્કી કરનાર તું કોણ? પ્રાણ કાઢી દેવાનું ટાણું આવ્યું છે, ત્યારે બહાનાં કાઢે છે! આજે જીવીશ ને કાલે મરી જઇશ તો? મારી સામે જીવનની બધી અભિલાષાઓ આવી. મોટા માણસ થવાની મહત્ત્વાકાંક્ષા આવી. લાખ્ખો માણસો ઉપર શાસન ચલાવવા-

ની રાજવૃત્તિ આવી, પણ મેં બધી વૃત્તિઓને ધકેલી દીધી. એ રાતે મોટા માણસ નથી થવું. મરવાને પ્રસંગે જીવતર સાચવી, જીવવાને પ્રસંગે નથી મરવું.

સામાન્ય રીતે હું ઓછાબોલો હતો; પરંતુ મારા જીવનમાં ગંભીર બનવાના પ્રસંગો બહુ ઓછા આવ્યા હતા. જેલની એકાંત કોટડીમાં દિવસો પસાર થવા લાગ્યા તેમ તેમ ન કળાય એવી ગંભીરતા મારામાં આવવા લાગી. મને ઉપવાસની ટેવ નહોતી, એટલે ચોથા ઉપવાસે તો મારા શરીરમાં ચેતન જ ન રહ્યું હોય એવું લાગવા માંડયું. મન મજબૂત હતું. મારી ધારણા કરતાં ય મન વધુ બળવાન નીકળ્યું. અંદરથી સમાધાનનો કે પાછળ હઠવાનો સૂર નીકળતો જ નહોતો. એ ચોથા ઉપવાસની રાત! આંખમાંથી ઊંઘ લૂંટાઇ ગઈ હતી. શરીર શિથિલ થઇને પડયું હતું. ક્યારેક પગની એડીઓ ખખડી જતી હતી, ક્યારેક બહારથી સંત્રીનો અવાજ કોઇ ભૂતાવળના જેવો ભેંકાર આવતો હતો. મારા ચિત્તપ્રદેશમાં એક સામટા ઘણા વિચારો ઊભરાતા હતા.

મેં સાંભળ્યું હતું, કે બીજે દિવસે અમારી દાક્તરી તપાસ થવાની છે. અમારાં શરીરો ફટકાને યોગ્ય છે કે નહિ, તેનો ફેંસલો આપવાનો છે; અને ત્યાર પછી જેલની સૌથી ભયાનક સજાનો અમને લાભ મળવાનો છે. એ ફટકાના વિચારે હું ગંભીર બન્યો હતો. એ સજા ખમી લીધા પછી હું જીવીશ કે કેમ એ શંકા પણ મનમાં જાગી હતી; પરંતુ મારા એક રુંવાડામાં પણ ધ્રુજારી નહોતી. મને વિચારો તો બીજા આવતા હતા. મારા સાથીઓને હું સંભારતો હતો. એમાંથી પણ કોણ ક્યાં સુધી ખમી શકશે તે વિચારતો હતો. મારી બાજુની કોટડીમાં પુરાયેલા નાનકડા પ્રફુલ્લને યાદ કરતો હતો, અને એ વિચારપ્રદેશમાં આગળ વધતાં વધતાં સત્યાગ્રહની મીમાંસા કરવા પણ લાગી જતો હતો. મને હિંસા–અહિંસાના વિચારો પણ ત્યારે આવતા હતા. અમે માર ખાઇને કે ઉપવાસ કરીને તસુ તસુ

મોતે મરી જઇએ, એથી આ સલ્તનતને કશી હાનિ પહોંચે ખરી? એ વિચાર મને વારંવાર આવતો હતો. અહિંસા શું? પ્રેમ શું? હૃદયપલટો શું?—એ બધું મને યાદ આવવા લાગ્યું. ગાંધીજીનાં ભાષણો અને લેખોમાં આ શબ્દો વાંચ્યા હતા. લડાઇના વાતાવરણમાં આ શબ્દો ઝીલ્યા હતા અને મેં પચાવ્યા નહોતા તો ય બીજાને ઝિલાવ્યા હતા. એ શબ્દો કોઇ ગૂઢ તત્ત્વની જેમ અરધી રાતે મારી સામે આવીને ઊભા રહ્યા.

જેલના દરવાજે ડંકા પડતા હતા, તેથી જાણે નિરવ રાત્રિ પણ ધ્રૂજી જતી હતી! એકના ડંકાનો રણકાર હવામાં ગાજી રહ્યો ત્યાં સુધી તો હું બરાબર જાગતો હતો. આ વિચારો મને સતાવી રહ્યા હતા. મારે કબૂલ કરવું જોઇએ કે બહુ બહુ ચિંતન કરવા છતાં એ શબ્દને—એના અર્થને કે મર્મને હું ન સમજી શકયો. એક વસ્તુ સમજ્યો કે આ યુદ્ધ છે અને હું સિપાહી છું. મારે ખપી જવું જોઈએ. મને એ વિચાર પણ આવ્યો કે આ યુદ્ધ હિંસક હોય, તો હું એમાં ઝુકાવું કે નહિ? આ વિચાર ઊગતાંની સાથે જ મારું મન હસી ગયું. એ પ્રશ્ન જ મને ઊઠ્યો તેની નવાઈ થવા લાગી. હિંસા કે અહિંસા મારા મનમાં હતી જ નહિ. ભાવના હતી, મરવાની તમન્ના હતી, ભારતમાતા દુ:ખી છે એમ સમજ્યો હતો અને એને મુક્ત કરવાની તીવ્રતમ ઇચ્છા હતી.

રાતના બે વાગે મારી આંખ સહેજ ઘેરાવા લાગી. મેં પડખું ફરી ઊંઘવાનો પ્રયત્ન કર્યો અને વિચારોને દૂર કર્યા, પણ મારી પાંપણો જરીકે જંપ લે ત્યાં બાજુની ઓરડીમાંથી એક ધીમો અવાજ આવ્યો: 'જયંત!' હું ચમકયો. એ અવાજ બાજુની ઓરડીમાંથી જ આવ્યો હતો અને પ્રફુલ્લનો હતો, એમ હું બીજી ક્ષણે જ સમજી ગયો હતો; પણ પહેલી ક્ષણે એ અવાજ મને અદ્‌ભુત લાગ્યો. હું એથી ચમકયો હતો, પણ ડર્યો નહોતો. સાથે જ કોટડીની બહાર ઊભરાતી નિરવતામાંથી એ સાદ આવ્યો હોય એવું મને લાગ્યું.

પ્રફુલ્લનો અવાજ ઓળખતાં જ એક સામટા ઘણા વિચારો મગજમાંથી પસાર થઈ ગયા. મેં તરત હોંકારો દીધો અને પથારીમાંથી ખસીને બારણા પાસે આવ્યો.

'તું જાગે છે?' પ્રફુલ્લે પ્રશ્ન કર્યો.

'કેમ? હા.' મેં જવાબ આપ્યો.

'મને પણ આજ ઊંઘ નથી આવતી.'

'કેમ, ડર લાગે છે? ઉપવાસ...' હું આગળ બોલવા જતો હતો, ત્યાં એ બોલી ઊઠ્યો.

'ના, ના; પણ ઘણા ઘણા વિચારો આવે છે.'

'શાના?'

'આવતી કાલે આપણો ફેંસલો થવાનો છે ને!'

'તું એમાંથી બચી જશે.'

'એ જ વિચારે ઊંઘ નથી આવતી.'

'એટલે?' મારાથી જોઈએ તે કરતાં મોટેથી બોલી જવાયું.

'તમે જશો, ભોગવશો અને હું રહી જઈશ.'

આ શબ્દો કાનમાં અથડાતાં જ હું સ્તબ્ધ બની ગયો. એ શબ્દો ઉચ્ચારનાર પ્રફુલ્લનું નાનું કોમળ મોં જોવાની મને તીવ્ર ઇચ્છા થઈ આવી.

'પ્રફુલ્લ!' અત્યંત લાગણીભર્યા અવાજે મારાથી બોલી જવાયું.

'મને નાનો શા માટે ગણે છે?'

'એ કંઈ આપણા હાથમાં છે? તું હવે સૂઈ જા.'

'સૂઈ તો જઈશ, પણ હું તમારા સાથે રહી શકું એવો કોઈ ઉપાય સૂઝે છે?'

હું જવાબ આપવા જાઉં ત્યાં સંત્રીના બૂટનો ખખડાટ સંભળાયો. હું તરત જ પથારીમાં આવતો રહ્યો. સંત્રીના જતાં સુધીની એ દસેક મિનિટ મારા મનમાં પ્રફુલ્લ રમી રહ્યો. મને પ્રશ્નો ઊઠ્યા: એ અહિંસા, પ્રેમ અને હૃદયપલટામાં શું સમજતો હશે? એ કઈ પ્રેરણાથી આવ્યો હશે? એને આમાં શો રસ આવતો હશે? મને એક જ જવાબ સૂઝયો, જે જવાબ મારા જીવનને દોરી રહ્યો હતો: 'આમાં મઝા આવે છે. આથી જીવનમાં કંઈક સ્વાદ લાગે છે.'

સંત્રી દૂર ગયા પછી મેં પ્રફુલ્લને ધીમો સાદ કર્યો. એ તૈયાર જ હતો. મારે બીજી કશી વાત કરવાની જ નહોતી. બીજે દિવસે મને–અમને–જે બક્ષિસ મળવાની હતી તે એને નહોતી મળવાની; એટલે આશ્વાસન જ આપવાનું હતું. પ્રેમ અને મમતાથી મેં એને આશ્વાસન આપ્યું અને મારા સ્વભાવની વિરુદ્ધ જઈને મેં એને કહ્યું, કે ભવિષ્યમાં આવા ઘણા ય પ્રસંગો આવશે.

પ્રફુલ્લ તો શાંત થયો, પણ હું શાંત ન થઈ શક્યો. સવારો-સવાર સુધી મને આ વિચારો આવ્યા કર્યા. મને મારી તાકાતનું ભાન હતું અને હું એ માટે મગરૂબ હતો; પણ પ્રફુલ્લ મને મારા કરતાં વધુ બળવાન લાગ્યો. સાથે જ મને એ વિચારો પણ આવવા લાગ્યા, કે આ પ્રફુલ્લના જીવનમાં પણ હવે મંથન જાગશે અને એની તમામ ભાવનાઓએ બુદ્ધિની કસોટીએ ચડવું પડશે. મને બુદ્ધિ પ્રત્યે આકર્ષણ હતું, અને ભાવના અને બુદ્ધિનો સુયોગ હોવો જોઇએ એમ હું માનતો અને સમજતો થયો હતો; પણ પ્રફુલ્લ માટેની કલ્પના કરતાં જ મને એ ચિત્ર ન ગમ્યું. પ્રફુલ્લ સદા ય આવો ભાવના-મૂર્તિ જ રહે, એવું મારા મનમાં થવા લાગ્યું.

સવાર પડી. અમને ઓરડીમાંથી બહાર કાઢ્યા, ત્યારે મેં પ્રફુલ્લને જોયો. એ કેટલો નાજુક અને નાનો હતો! અને છતાં એ કેટલો મહાન હતો! અમે બંનેએ એક બીજા તરફ જોઇને સ્મિત કર્યું.

એના સ્મિતમાં ગઈ રાતની વ્યથા હતી; તે હું તરત જોઈ શકયો.

મને બધા નાનો ગણતા હતા અને મારા પ્રત્યે મમત્વથી જોતા હતા; એ મમત્વ ઘણી વાર તો મારી અતિશય કાળજી રાખવામાં પરિણમતું અને મને ત્રાસ આપતું. મને થયું કે મારાથી ય નાના આ પ્રફુલ્લને મોટાઓનો કેવો ત્રાસ થતો હશે !

સવારે અમે બહાર નીકળ્યા કે કાનમાં નવા સમાચારો અથડાવા લાગ્યા. ત્રાસ વધતો જતો હતો. લડત ઉગ્ર રૂપ લેતી જતી હતી. અમારે બધાએ હવે બધી તૈયારી કરી લેવાની છે એવું સ્પષ્ટપણે અમે સમજ્યા. સૌનાં મોં ઉપર ગંભીરતા હતી. કોઈ હસતું હતું, પણ એ હાસ્ય ગાંભીર્ય કરતાં ય વધુ કરુણ અને ભવ્ય હતું. પંદર–વીસ મિનિટમાં પ્રાતઃકર્મનો વિધિ પૂરો થયો અને અમે ઓરડીમાં પુરાયા. ઓરડીમાં ગયા પછી બીજો વિચાર જ કરવાનો નહોતો. મરવાનું હતું, રિબાઈ રિબાઈને છતાં મૂગે અને પ્રસન્ન મુખે મરવાનું હતું. મોતનો આંચકો જબરદસ્ત હતો. આખી ચિત્તસૃષ્ટિ ખળભળી જાય અને ખૂણેખાંચરે પણ નબળાઈઓ પડી હોય તે જાગી ઊઠે એવું હતું; પણ મારું મન મારી સાથે રહ્યું. મેં કહ્યું તેમ જીવતરનો લોભ જન્મતાં પહેલાં જ મૃત્યુ પામ્યો.

મોતની એ કલ્પનાની અજબ મીઠાશ હતી. જીવન સંકેલાતું હતું, પણ કેવા ભવ્ય રૂપે! હું એ દિવસો યાદ કરી આજે પણ હરખાઉં છું. મને અગ્નિકસોટીમાં મૂકવા માટે હું કોનો આભાર માનું? એમાંથી પાર ઉતારનારને તો હું પિછાનતો નથી. કોણે મને એ શક્તિ આપી હશે? મારા વ્યાયામશિક્ષકે? લડતના રંગે? બાપુની તપશ્ચર્યાએ? પરમાત્માએ? મારા પાડોશી પ્રફુલ્લે કે મારામાં એ હશે જ? ગમે તેમ હોય, પણ મારા આ નાનકડા જીવનનો એ મોટો બનાવ છે.

પણ ત્યાં મરવાનું ન આવ્યું. વીર અમૃતલાલના આપભોગે સૌને બચાવી લીધા. એ એકાંત કોટડીએ મારા જીવનનો માર્ગ પણ નક્કી કરી દીધો. હું સમજ્યો કે દુનિયામાં એવું એક પણ સ્થાન નથી, એક પણ સંસ્થા કે પ્રવૃત્તિ નથી, એક પણ જીવતું મનુષ્ય નથી, જે સર્વાંશે નિર્મળ હોય; એટલે ગાફેલ બનીને તો ક્યાં ય નહિ રહી શકાય. જાહેરજીવનમાં પણ નહિ, ગાંધીજીના આશ્રમમાં પણ નહિ અને પ્રભુજીના મંદિરમાં પણ નહિ. આપણી જાતને જ બરાબર રાખવી જોઈએ, એ બરાબર હશે તો બાકીનું બધું ઠીક થઈ રહેશે.

એ દિવસોના વાતાવરણ ઉપરથી હું એક વાત સમજ્યો હતો, કે સ્વરાજ્ય મળતાં સુધી આમ ને આમ લડવાનું અને જેલમાં જવાનું નહિ આવે. કંઈક સમાધાન થશે, સત્યાગ્રહ સંકેલાશે અને ફરીને રાષ્ટ્રયુદ્ધના સિપાઇઓએ દેશને તૈયાર કરવાનાં કામમાં લાગી જવું પડશે. મારે સમજવું જોઇએ, વાંચવું જોઇએ, જીવનમાર્ગ નક્કી કરી લેવો જોઇએ—એ બધું મેં ખૂબ ખૂબ સાંભળ્યું હતું. મને એ વિચારો વધુ શાંતિપૂર્વક આવવા લાગ્યા. છેલ્લા બનાવોએ મારા મનની કેટલીક દિશાઓ ઉઘાડી નાખી હતી. જીવનનું અંતિમ નિશાન શું હોઈ શકે, તે હું જરાતરા સમજ્યો હતો. ત્યાં બેઠાં એક વખત મેં મારા આખા જીવનને તપાસી લીધું. મારા વ્યાયામશિક્ષકે મને ઘડવામાં મોટો ફાળો આપ્યો હતો, પરંતુ એ લડતમાંથી ખસી ગયા હતા. મને એમના પ્રત્યે આદરભાવ હતો; પણ એમનું લડતમાંથી ખસી જવાનું મને યોગ્ય નહોતું લાગ્યું. આજના મારા મંથનમાં હું એમનો ઉપયોગ લઈ શકું એમ નહોતું, અને ભાવિ જીવન વિષે નિર્ણયો કરવામાં પણ એમનો ઉપયોગ નહોતો. એમણે મને આપેલું જીવનસૂત્ર ફરી ફરીને મારા મન સમક્ષ આવવા લાગ્યું.

'નિર્બળોની રક્ષા'ના ભાવે ચિત્તને શાંતિ ન આપી. મને એ અધૂરું લાગવા માંડ્યું. મને ખબર પણ ના પડી, કે હું કોની રક્ષા માટે અહીં આવ્યો છું. મારા દિલમાં અકળામણ થવા લાગી, જીવનનો ધ્યાનમંત્ર 'નિર્બળોની રક્ષા' જ નહિ એમ મને થવા લાગ્યું; પણ ત્યારે શું? મનમાં અસ્પષ્ટ તો કંઈક પડ્યું હતું. હું એ અનુભવતો પણ હતો. એ અનુભવના પરિણામે જ આ સૂત્રથી સંતોષ નહોતો; પરંતુ ઘણા દિવસો સુધી અંતરના અનુભવને યોગ્ય શબ્દો ન મળ્યા.

વિચાર કરતાં એક દિવસ મને જણાયું, કે જીવનનો સારામાં સારો અને સાચામાં સાચો ઉપયોગ 'નિર્બળોની રક્ષા' નહિ; પણ નિર્બળોની–ગરીબોની–સેવા. રક્ષા આપણાથી થાય કે ન થાય, સેવા તો થઈ જ શકે–આંખના અમીથી, જીભની મીઠાશથી, હૃદયની સહાનુભૂતિથી અને હાથપગની મહેનતથી. ગમે તેવી સ્થિતિમાં પણ સેવા તો થઈ શકે. જીવનની છેલ્લી ઘડીએ પણ જો આપણામાં ભાન હોય તો શાંતિથી મરવાનો પાઠ કો'કને શીખવી શકીએ. રક્ષા ય ક્યારેક બની શકે અને રક્ષા કરવા જતાં આપણી ઉચ્ચતા અને શ્રેષ્ઠતા આપણને અભિમાનમાં પાગલ બનાવી મૂકે. સેવામાં તો વાંકા વળ્યા વિના–નમ્ર બન્યા વિના–ચાલે જ નહિ.

સેવા માટે મારે કઈ પ્રવૃત્તિ પસંદ કરવી, એ સવાલ મારી સામે આવ્યો. કેટલી ય પ્રવૃત્તિઓ નજર સામે આવી ગઈ. અનેક જાતનાં દુઃખો દેખાયાં. સામાજિક, આર્થિક, રાજકીય અને–આગળ વધીને કહું, તો–ધાર્મિક પણ. આમાં કયા દુઃખનું નિવારણ કરવા મારી જાનનો ઉપયોગ કરવો? મને સ્પષ્ટ ઉતર એક જ મળ્યો, કે જે ઘડીએ જેની વધારેમાં વધારે જરૂર હોય તે, અને જેના એકના નિકાલથી ઘણાનો નિકાલ આપોઆપ થઈ જતો હોય તે. હું ત્યારે એટલું તો સમજી ગયો હતો, કે દેશનું મોટામાં મોટું દુઃખ રાજકીય પરાધીનતા છે. એ જ્યાં સુધી દૂર નહિ થાય ત્યાં સુધી બીજાં દુઃખો દૂર કરવાં મુશ્કેલ છે. આ દુઃખ દૂર કરવા માટે નાનપણથી

મગજમાં ઘૂમતી યુવકસેનાની કલ્પના તાજી થઈ. સેવાદળમાં જે તાલીમ લીધી હતી એ પણ મદદગાર થઈ. આ બધું વિચારતાં હું મારી મર્યાદા સમજી ગયો હતો. પ્રખર રાજપ્રકરણી પુરુષ થવાનું ગજું મારામાં નહોતું, એવી ઇચ્છા પણ નહોતી. મારા વિચાર માત્રથી–સંકલ્પ માત્રથી–કોઇનાં જીવન પલટાઈ જાય એવું કોઈ યોગતત્ત્વ પણ મારામાં નહોતું; તેમ મોટા મોટા ઉદ્યોગો ઊભા કરવાનાં સામર્થ્ય કે આવડત પણ મારામાં નહોતાં. યુવકસેના–કુમારસેના એ મારી જીવનપ્રવૃત્તિ, એમ નક્કી થવા માંડયું;

પણ વિચાર માત્રથી યુવકસેનાઓ ઊભી ન થાય, એ હું સમજતો હતો; એ માટે મારે શું શું જાણવું અને શી શી તૈયારીઓ કરવી, એ વિચારવા લાગ્યો; પણ મેં જોયું કે એમાં કશું નક્કી કરી શકાય એવું હતું જ નહિ. 'શક્તિઆશ્રમો'ની સ્થાપનાનો ખ્યાલ આવ્યો હતો, પણ એ તો એક સાધન હતું; એવાં અનેક સાધનો હોય તો જ આ કામ પાર પડી શકે એવું લાગ્યું. જ્યાં યુવકોના મેળા જામતા હોય એ સ્થળો હું વિચારવા લાગ્યો. આ વિચારે તો મારા મનમાં દુ:ખ ઊભું કર્યું. યુવકોના મેળા તો હોટેલમાં, પાનવાળાની દુકાને અને સિનેમા–નાટકની ટિકિટબારી પાસે દેખાયા. કેટલાકને પંદર–વીસ કે પચીસ રૂપિયાની નોકરી માટે બારણે બારણે ભટકતા જોયા, અને કેટલાકને દુનિયામાં પોતા સિવાય કોઇ વસ્તુ જ નથી એવા ખ્યાલમાં ખેલ–તમાશા કરતા જોયા. આ વેડફાઈ જતી શક્તિને કેમ રોકવી? આ નાયગરાના મહાધોધમાંથી વિદ્યુત કેમ ઊભી કરવી, એ હું વિચારવા લાગ્યો. કશું હાથ ન લાગ્યું; પણ એટલું નક્કી કરી શક્યો, કે 'શક્તિઆશ્રમ'થી એની શરૂઆત કરું અને એમાંથી જ ધીમે ધીમે વધારે શોધી શકાશે.

સૌથી પહેલું તો મેં એ વિચાર્યું, કે જુવાનની જે આદર્શમૂર્તિ મારી કલ્પનામાં હોય, તે હું બનું–બનવા પ્રયત્ન કરું અને મારા સંગથી બીજાઓને રંગું. દેશમાં કાયમી સૈન્ય ઊભું થવું જ

જોઈએ, એ વિષે મારા મનમાં શંકા નહોતી. રાષ્ટ્રવ્યાપી યુદ્ધ શરૂ થાય, ત્યારે તમામ ધંધાના માણસો એમાં પડે; પણ જ્યારે શાંતિ હોય અથવા યુદ્ધ રાષ્ટ્રવ્યાપી ન હોય, ત્યારે આ સેના તો ખપમાં આવે જ. આ યુવકો એ જ દેશના લોકશિક્ષકો અને એ જ દેશના યુદ્ધસૈનિકો.

આ રીતે મારી પ્રવૃત્તિ, મારું ધ્યેય સમજી–સ્વીકારીને હું જેલમાંથી છૂટ્યો. વીસ દિવસ બહાર રહી, દોઢ વર્ષની સજા લઈને પાછો આવી ગયો છું. આ વખતે નવા રંગો જોયા. ત્રણ મહિનાની મોકૂફી, વ્યક્તિગત સત્યાગ્રહ–એ બધું મેં જેલમાં સાંભળ્યું. મેં મારે માટે નક્કી કરેલા ધ્યેય અનુસાર તો યુદ્ધ એ એક જ માર્ગ હતો. 'લડત પાછી ખેંચી લેવાશે' એવી વાતો સાંભળતો, ત્યારે મને ખૂબ દુઃખ થતું. 'દેશની આબરૂ જાળવવા–એની ટેક સાચવવા થોડા હજાર માણસો સડી મરે, તો શી મોટી વિસાત છે?' વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થયો ત્યારે મને નિરાંત થઈ; પણ જેલમાં બેઠેલા બીજા ભાઈઓની નિરાશાનો પાર નહોતો. દરેક પ્રસંગે લાભાલાભનું ત્રાજવું લઈને બેસનાર વાણિયાશાહી હિસાબ કરનાર લોકોને આ શક્તિનો હ્રાસ થાય છે એમ લાગ્યું. હું તો બલિદાનનો મહિમા સમજ્યો હતો. શહીદોનું ખૂન નિષ્ફળ નથી જતું, એવો મને વિશ્વાસ હતો. જીવે છે એ જ કામ કરે છે, એ જ ફાયદો કરે છે; એમ હું નહોતો માનતો. ઘણી વાર તો મરવાથી જ વધુ થઈ શકે છે, આ ઉપરાંત પણ હું એમ માનતો હતો, કે એક દીવો બળતો હશે તો એમાંથી હજાર દીવા પ્રકટશે; એક માણસ જાગતો હશે, તો હજાર માણસને જગાડશે.

મારી આવી માન્યતાઓને લીધે મને ડાહ્યા માણસોની શિખામણો ગળે નથી ઊતરી. બે શિખામણો હમેશ મારા સામે આવી છે. એક અભ્યાસની અને બીજી લગ્નની. પહેલી શિખામણ મેં માન્ય રાખી છે, અને મારાથી આજની સ્થિતિમાં શક્ય એટલો અભ્યાસ

મેં કરવા માંડ્યો છે. હું એની ગંભીરતા પણ સમજ્યો છું. મારા દેશનાં દુઃખો દૂર કરવામાં જે જે પ્રકારની શક્તિઓ મેળવવી જોઈએ, તે હું ન મેળવું એવો મૂર્ખ નથી; પણ મને અભ્યાસની સલાહ આપનારાઓને મારા વર્તનથી સંતોષ નથી. તેઓ તો રીતસરનો કોલેજનો અભ્યાસ સૂચવે છે. તેઓ એના માટે કારણો પણ આપે છે. પણ મારી જેવીતેવી બુદ્ધિથી હું એમનાં કારણોમાં જે મુખ્ય કારણ છે તે સમજી ગયો છું. તેઓ મને સલામત થવાને પ્રેરી રહ્યા છે; પણ એ વસ્તુ તો મારાથી બની શકવાની જ નથી. સલામતીને ખાતર હું અભ્યાસ કરું જ નહિ. અભ્યાસ તો શું, હવે એવું કશું જ નથી, જે હું દેશના વિચારની કસોટીએ ન ચડાવું. મારા વિચાર–વર્તનની મેં એક જ કસોટી રાખી છે, કે આથી મારા દેશને હું મુક્તિના માર્ગે એક તસુ પણ લઈ જઈ શકીશ? મને આજ સુધી તો એવું નથી લાગ્યું, કે કોલેજની તાલીમ નહિ લેવાથી, હું મારા દેશને હાનિ કરીશ અથવા ઓછો ઉપયોગી થઈશ. જે દિવસે મને એવું લાગશે, તે દિવસે હું એક ઘડી પણ બીજું કંઈ કરવા ઊભો નહિ રહું; પણ એ દિવસની અત્યારે તો મને કલ્પના પણ નથી આવતી.

બીજી શિખામણ લગ્નની. એ તો અતિ ગંભીર મુખોમાંથી આવે છે. મેં આ વિષે જે કાંઈ સાંભળ્યું છે તે બધું જો વિચારવા બેસું, તો મૂંઝાઈ જ જાઉં. મને એમ થાય છે, કે આ વિષે સલાહ આપવાની જ બંધ થાય તો કેવું સારું? કારણ કે મોટા ભાગની સલાહને અંતે એમ જ કહેવામાં આવે છે, કે તમારી શક્તિ, અશક્તિ અને ચિત્તવૃત્તિઓનું પરિશોધન કરજો. જો કે આમ કહેવાની પાછળ તો એમ જ હોય છે, કે એવું પરિશોધન કરી ચૂકેલા અમે તમને કહીએ છીએ, કે ગાંડા ન થાઓ અને છાનામાના પરણી લો. પરંતુ એ સલાહ પણ મારે ગળે નથી ઊતરી. મને તો એમ થાય છે, કે એ વિષે મને આટલો બધો ભડકાવવામાં શા માટે આવે છે? એ જો

મારા જ ચિત્તની વાત છે, તો હું વહેલોમોડો સમજી જઈશ. ગમે તેમ હોય, એ બધા શુભ હેતુથી સલાહ આપે છે; એમાં મને શંકા નથી, પણ માત્ર સૂચન કરીને દૂર રહેતા હોય તો સારું. અમારા જેવા કુમાર-સૈનિકોનાં જીવનની તમામ જવાબદારી એમને માથે જ છે અને અમે સાવ મૂર્ખ છીએ એવું ન માની બેસે; તો ઘણું થયું.

ચાલો, મારું કહેવાનું મેં પૂરું કર્યું. ભવિષ્યમાં હું શું કરીશ એ મેં કહી દીધું છે. શી રીતે કરીશ એ સવાલ હજી મારા મનમાં ઘોળાયા કરે છે, પણ એનો જવાબ મને મળી જ રહેશે. મારાં માતા-પિતા સાથે હું નહિ રહી શકું, એમની સેવા નહિ કરી શકું એ વિચારનું મને સહેજ દુઃખ થાય છે; પણ બંને વસ્તુ બની શકે એમ નથી, અને મારાં માતાપિતા કરતાં દેશને મારી વધારે જરૂર છે એમ હું સમજી શક્યો છું.

આ સજા અને લડતમાં જેટલી સજાઓ આવે તેટલી બધી સજા યુવકસેનાના વિચારોમાં અને તૈયારીમાં—એ માટેની મારી લાયકાત કેળવવામાં—હું ગાળવાનો છું. જેલ સિવાય અભ્યાસનો સમય મારે માટે દુર્લભ છે; અભ્યાસ માટે હું દેશની સેવાને એક ઘડી પણ ખોટી કરી શકું એમ નથી. દેશની સ્થિતિ જોતાં મારામાં જેટલું હોય—ભલે ઓછું હોય—તેટલું આપી દેવું જોઇએ, એમ હું માનું છું. જિતેન્દ્રની માફક અત્યારે તો હું એમ કહી શકું, કે કંઈ નહિ તોય સ્વરાજ્યમંદિરના પાયામાં પુરાઇ શકું, તો પણ મને સંતોષ છે.

# અહિંસાનું રહસ્ય

## ૧

એનું નામ જોસેફ. છેલ્લાં ચાર વરસ થયાં અમે એને પિછાનતા હતા. એની શાંત, ગંભીર અને પ્રાર્થનામય મુખમુદ્રા અમને પ્રેમમૂર્તિ ઇસુના કોઈ ધર્મપુત્રની યાદ આપતી હતી. ઊંચું, ખડતલ અને પ્રચંડ શરીર મુખ ઉપરની સૌમ્યતાને લઈ પ્રભુના અનુચર જેવું લાગતું હતું. એ બહુ ઓછું જ બોલતા. બોલવા તરફ એમને જરા કંટાળો પણ હતો. મોટી મંડળીની વચ્ચે બેસવાની પણ એમની આદત નહોતી. મોટે ભાગે તેઓ દીવાલને અઢેલી મોં સહેજ ઊંચું રાખીને બેસતા. આંખો ઘણે ભાગે નમેલી જ રહેતી. જોનારને એ ખુદાના બંદા જેવા જ લાગતા હતા.

એમની ઉંમર પાંત્રીસ વર્ષની હતી. છેલ્લાં ચાર વરસના છાવણીના અને જેલના સહવાસથી અમે જાણી શકયા હતા, કે એ પાંત્રીસ વર્ષો બહુ સરલપણે નથી વહી ગયાં. અમારા પ્રમાણમાં તો એ જીવનમાં કેટલાક ચમત્કારિક બનાવો બની ગયા હતા. અમે ઘણાખરા જુવાનો જ્યારે એક બીજાના આંતરજીવનની વાતો સાંભળતા, ત્યારે અમને બહુ આશ્ચર્ય નહોતું થતું. અમે એક જ પ્રકારના માબાપને ત્યાં જન્મેલા, એક જ વાતાવરણ વચ્ચે ઊછરેલા, લગભગ એક જ પ્રકારના સંસ્કારોથી ઘડાયેલા હતા; એટલે જીવનના પ્રસંગોમાં વિવિધતા હતી, પણ તત્ત્વતઃ અમે એક જેવા જ હતા. જોસેફના જીવનની જે બે–ચાર વાતો અમે જાણતા હતા; એ વાતોએ જ એમના સમગ્ર જીવન વિષે જાણવાની અમારામાં જિજ્ઞાસા પેદા કરી હતી. એકઠા થયેલા સૈનિકોમાંથી ઘણાખરા પોતાની જીવનકથા થોડાક સંકોચ સાથે પણ ઝટપટ કહી દેતા હતા. જોસેફને હા પડાવતાં અમને બહુ મુસીબત પડી. અમારી માગણીની સામે

એમની એક દલીલ વારંવાર આવતી હતી: 'એથી આત્મપ્રશંસા થઈ જાય અને મન હલકું બને.' અમે એમની આ દલીલનો જવાબ આપતા; પણ એ એમને ગળે ઊતરતો નહિ. અંતે અમારા પ્રેમને વશ થઇને જ એમણે પોતાની કથા કહેવાનું સ્વીકાર્યું.

અમારે ત્યાં નિયમ થઈ ગયો હતો, કે જેલની બેરેક બંધ થાય એટલે હૃદયની બેરેક ઉઘાડવી; અને અંદર જે જે પડયું હોય તે સૈનિકમિત્રોને બતાવવું. એ બતાવવામાં એક વસ્તુ પ્રધાન રહેવી જોઇએ; અને તે એ કે જીવનમાં એવાં કયાં તત્ત્વો પડ્યાં હતાં, જે સમગ્ર જીવનને લડતમાં ખેંચી લાવ્યાં? આ દૃષ્ટિએ જ અત્યાર સુધી જિતેન્દ્રે, નિર્મળભાઇએ, પ્રવીણકુમારે, વ્રજમોહને અને જયંતે પોતાની કથા કહી હતી, અને બીજા મિત્રો પોતાની કથા કહેવાના હતા.

જોસેફની આજુબાજુ અમે વીંટાઇને બેઠા; એટલે એ ખૂબ ગંભીર બની ગયા. થોડીક ક્ષણો અપાર શાંતિમાં એમણે પસાર કરી. અમે એમના મોં સામું જ ટાંપી રહ્યા હતા. નમેલી પાંપણો જોઇને અમે સમજ્યા, કે એમણે જગન્નિયંતાને યાદ કરી લીધા.

'મારી કથા તમારી કથાઓ કરતાં જુદી છે.' ધીરગંભીર વાણીમાં એમણે શરૂ કર્યું: 'તમને કોઇને ખ્યાલ નહિ હોય કે લગભગ આજ સુધીની જિંદગી મેં મિત્રવિહોણી જ ગાળી છે. કોણ જાણે કેમ, મને કોઈ દિવસ કોઈની મૈત્રી ગમી જ નથી; એટલું જ નહિ પણ મેં કોઈની પાસેથી મારા જીવનના ઉત્કર્ષ માટે માર્ગદર્શન માગ્યું નથી કે પ્રેરણા પણ લીધી નથી. હૃદયનાં મહા-મંથનોને પણ મેં હૃદયમાં જ શમાવી દીધાં છે. કોઈની પાસે મેં કોઇ દિવસ સાંત્વનની આશા રાખી નથી–મને એ ગમ્યું જ નથી. મને એમાં હમેશ નબળાઇ લાગી છે. જીવનના આટલા અનુભવ ઉપરથી મને જણાયું છે, કે માણસને પોતાનાં દુઃખ ઠાલવવાનું કે

મુક્ત હૈયે રડવાનું સ્થાન મળતું હોય તો ય ન લેવું જોઇએ. એવું સ્થાન મળ્યા પછી જીવન સંકુચિત અને જોમ વગરનું બની જાય છે. સંકટો જ્યારે સામે આવીને ઊભાં રહે છે, ત્યારે એનો મર્દાનગીથી સામનો કરવાની વૃત્તિ નથી થતી; પણ એ સંકટ કોઇની પાસે રડી દેવાની ઇચ્છા થઈ આવે છે. હું આ જીવનમાં કદી રડ્યો જ નહિ હોઉં એમ રખે માનતા. હું પુષ્કળ રડયો છું, મારાં આંસુથી મારા નિવાસસ્થાનનો નાનકડો બગીચો ખૂબ ભીંજાયો છે; પણ મારું રડવાનું મારા પાસે જ હતું. જરા આગળ વધીને કહું તો આ જગતનું સંચાલન કરનાર કોઈ દિવ્ય શક્તિ પાસે હતું. મારી પેઠે જ મૂંઝાતા, અથડાતા, રડતા, ઝઘડતા માણસની પાસે શું રડવું? એ મને શો જવાબ આપી શકે?

જેમ મેં આવી મૈત્રી નથી ભોગવી, તેમ મેં તમે જેને 'પ્રેમ' કહો છો તે પણ નથી અનુભવ્યો. હા, એક–બે પ્રસંગો એવા બન્યા છે કે જેમાં હું કદાચ પ્રેમ અનુભવત; પણ એ પ્રસંગોએ તો મારા હૃદયમાં ઉદ્ભવતી એ વૃત્તિને ત્યાં જ ડામી દીધી, અને પરિણામે વર્ષો સુધી હું સ્ત્રીજાતિને અને આ 'પ્રેમ'ને ધિઃક્કારતો રહ્યો. તમને થશે કે જીવનકથા કહેવાને બદલે હું આ તમને શું કહી રહ્યો છું? તમે ધીરજ રાખજો, હું મારી કથા કહું છું; પણ એ કહેતાં પહેલાં મારી આ વિચિત્રતાઓ તમને જણાવી દઉં, કે જેથી મારી કથા સમજવામાં તમને સહેલું પડે.

હું જ્યારે જ્યારે વિચાર કરું છું કે આ લડતમાં મને ખેંચી આણનારું કયું તત્ત્વ, ત્યારે ત્યારે મને જવાબ મળે છે કે અહિંસા. જો એ તત્ત્વ આ લડતમાં ન હોત, તો હું અહીં ન હોત. હું અહિંસક હતો તેથી અહીં ખેંચાઈ આવ્યો એમ હું નથી કહેતો; પણ હું મૂંઝાતો હતો, ઘોર અંધકારમાં પ્રકાશ મેળવવાને માટે અહીંથી તહીં અથડાતો હતો, મને માનવજાતને લાગુ પડેલા રોગનું

ભાન થયું હતું, એમાંથી ઊગરવું જ જોઇએ એવો નિશ્ચય પણ થયો હતો; પરંતુ હું પ્રકાશ જાણતો નહોતો. રોગનિવારણ કરનાર કોઈ ઔષધિની મને ખબર નહોતી.

હું ઇસુ ખ્રિસ્તનો અનુયાયી છું. ઘણું જાણ્યા પછી પણ એ ધર્મ છોડવાની મને જરૂર નથી જણાઈ. ગાંધીજીના વિચાર અને જીવનમાંથી અહિંસાનું રહસ્ય હું પામ્યો છું; છતાં ઇસુ પ્રત્યેની ભક્તિ કમી નથી થઈ, પણ વધી જ છે. ઇસુ એ જ કહી ગયો છે એમ હમેશાં મને લાગ્યા કર્યું છે. તમારામાંથી કોઈ મને જોસેફને બદલે જયંત કે જગદેવ કહે છે, ત્યારે મને જરા પણ નથી ગમતું. શા માટે તમે મને આમ કહો છો? જોસેફ કોઈ ખરાબ નામ છે? જોસેફ બોલતાં હું ખ્રિસ્તી છું એવું મને ને તમને ભાન રહે, એમાં શું ખોટું છે? જોસેફ બોલતાં હું પરદેશી છું એવું તમને લાગે છે? જો એમ લાગતું હોય તો તમે બહુ સંકુચિત મનોવૃત્તિ ધરાવો છો. મને હિંદુસ્તાનમાં સૌથી વધારે કોઇ ભાવનાએ આકર્ષ્યો હોય તો સમન્વયની ભાવનાએ આકર્ષ્યો છે. આ દેશમાં બધા જ ધર્મો અને સંપ્રદાયો સમભાવની શીતળ છાયા નીચે ફૂલીફાલી શકશે એમ મને લાગ્યું છે. મને એ પણ લાગ્યું છે, કે દુનિયાનાં વેરઝેર નાબૂદ કરવામાં આ તત્ત્વજ્ઞાનની ભેટ કદાચ હિંદુસ્તાન જ આખા જગતને આપશે. ચાર વરસ થયાં હું તમારા સાથે રહ્યો રહ્યો હિંદુસ્તાનની ભક્તિ કરી રહ્યો છું. આ ભૂમિએ મારા ઉપર જેટલા ઉપકારો કર્યા છે તેનો યત્કિંચિત બદલો આપી રહ્યો છું. હું નથી ધારતો કે આટલા પછી તમને મારા જોસેફ નામમાં પરદેશીપણું લાગે. હું પરદેશી છું જ નહિ, તમારા જેવો જ હિંદવાસી છું. હિંદની સાથે જીવ્યો છું, જીવું છું ને જીવીશ.

## ૨

હવે અનુક્રમે મારી કથા કહું:

મૂળ અમે આયર્લૅન્ડના વતની છીએ. મારા દાદા આયર્લૅન્ડથી અહીં આવીને વસેલા. મારું બાળપણ એ દાદાના ખોળામાં જ ગયું છે. મારા એ પરમ પ્રિય દાદાને મારા પ્રત્યે અનહદ પ્રેમ હતો. તેઓ ભક્તહૃદયી હતા અને હું એવો જ થઈશ એવી આશા વ્યક્ત કરતા હતા. મારા પિતા પ્રત્યે એ હમેશાં દુઃખી રહેતા; કારણ કે એમનો દાકતરી ધંધો જ એમને રુચતો નહોતો. દાદા કહેતા કે એ ધંધો જેના હાથમાં હોય તે માણસ પરમ દયાવાન પણ થઈ શકે અને ઘાતકીમાં ઘાતકી પણ થઈ શકે. પિતાનો સ્વભાવ સ્વાર્થી હતો; એટલે એમણે પોતાનાં જ્ઞાન અને શક્તિઓનો ઉપયોગ વધુમાં વધુ પૈસા પેદા કરવામાં જ કર્યો હતો, અને પૈસા એમ ને એમ આવે જ નહિ; એટલે એ નિર્દય પણ બનતા હતા. મારા દાદા ક્યારેક એમના દવાખાનામાં બેસીને પોતાના પુત્રને કોઈ ગરીબ દરદી પાસે પૈસા માગતા સાંભળતા, ત્યારે એ ઊકળી ઊઠતા. સૌથી વધુ ત્રાસ તો એમને એ વાતનો થતો, કે તું ઉપચાર કરતાં ય પૈસાની વાત પહેલાં કરે છે. એ કહેતા, કે તારે પૈસા જોઈતા હોય તો પણ કૃપા કરીને એવું ન બોલ, કે પાંચ સો રૂપિયા આપો તો જ તમને સાજા કરું; નહિ તો નહિ. દાદાની આ વાતોને પિતા હસી કાઢતા. એ દાદાને 'ખુદાઈ આદમી છે' એમ કહેતા, પોતે વ્યવહારકુશળ છે એમ માનતા.

દસેક વર્ષનો થયો ત્યાં સુધી દાદા અને પિતાની વચ્ચેનાં આવાં ઘર્ષણોના સંસ્કારો મારા ઉપર પડ્યા કરતા હતા. મને બરાબર સ્મરણ છે, કે મને દાદાની વાત ગમતી. દાદા બહુ જ દયાળુ હતા, અને એમના મોં ઉપર જ એ દેખાઈ આવતું હતું. એ વખતે એમની ઉંમર નેવું વર્ષની હશે; પણ બધી જ ઇંદ્રિયો સતેજ હતી,

અને કામ આપતી હતી. મોં ઉપર કરચલીઓ પડી ગઈ હતી, પણ એ કરચલીઓ જ એમના હૃદયનું દર્શન કરાવતી હતી, મને એમના મોં સામે જોઈ રહેવાનું બહુ ગમતું. તેઓ મારા પિતાથી બહુ જ કંટાળતા, ત્યારે એકલા બેઠા બેઠા રડી પડતા. હું એ જોઈને સ્તબ્ધ બની જતો. મને સ્તબ્ધ બનેલો જોતાં જ એ આંસુ લૂછી નાખતા અને પ્રેમથી મને પાસે લઇ લેતા.

મને અગિયારમું વર્ષ બેઠું, ત્યારે આ દાદા ચાલ્યા ગયા. દાદી તો મારા જન્મ પહેલાં જ ચાલ્યાં ગયાં હતાં; એટલે ઘરમાં મારાં પિતા, માતા, અને ત્રણ ભાઇઓ એક બહેન રહ્યાં. ભાઈઓમાં હું સૌથી મોટો હતો. બહેન મારાથી પણ મોટી હતી.

મને પહેલેથી જ નિશાળે મૂકવામાં નહોતો આવ્યો. ઘેર એક શિક્ષક રાખીને મને ભણાવતા હતા. મારા પિતાની ઇચ્છા એવી હતી, કે મારે સામાન્ય અક્ષરજ્ઞાન મેળવીને કોઈ ઉદ્યોગધંધામાં પડવું. એમના સ્વભાવમાં એક બીજી વસ્તુ પણ હતી. તેઓ એવું ઇચ્છયા કરતા કે અમે મોટા થઈને પરણી લઈ, જલદી સ્વતંત્ર બની જઇએ. હું નાનો હતો ત્યારથી સાંભળતો હતો, કે જલદી કમાતાં શીખો અને તમારા પગ ઉપર ઊભા રહો.

હું બાર વરસનો થયો ત્યાં સુધીમાં મને સાધારણ લખતાં–વાંચતાં આવડી ગયું. પિતાને લાગ્યું કે આટલું બસ છે; એટલે એમણે મને કોઈ ઉદ્યોગ શીખવવાની તજવીજ કરવા માંડી. નાનપણની મારી રીતભાતથી સૌ એમ કહેતાં, કે હું યાંત્રિક કામમાં હોશિયાર થઈશ; અને એ વાત સાચી હતી. મને સૌથી વધુ રસ પણ એમાં જ આવતો. સ્વભાવે હું ઓછાબોલો અને ગંભીર હતો. આખો દિવસ કંઇક ને કંઇક કર્યા કરવાનું મને બહુ ગમતું. ઘરનાં બારીબારણાં બરાબર ન હોય તો હું સમાં કરી દેતો; એ જ રીતે ક્યારેક પ્રાયમસ બગડ્યો હોય કે ઘડિયાળ બગડ્યું હોય, તો પણ હું

માથાકૂટ કરતો. આમ મારી અંદરની શક્તિઓનું બાહ્યદર્શન થયા કરતું હતું.

પિતા પુષ્કળ કમાતા હતા, પણ એમની રહેણીકરણી ઘણી જ ખર્ચાળ હતી; એટલે અમારું કુટુંબ પૈસાદાર નહોતું. અમે બધાં બહેનભાઇઓ પણ એવી રીતે ઊછર્યાં હતાં; એટલે પૈસા એકઠા થવાનો ઓછો સંભવ હતો. તમને કહેવાની જરૂર નથી, કે નાનપણથી જ હું માંસાહારી તો હતો જ અને દારૂ પણ લેતો. શા માટે લેતો એ પૂછશો મા; કારણ કે ત્યારે શા માટે ન લેવાય તે હું જાણતો નહોતો. દાદા શરાબ ન પીતા, પણ પિતા ખૂબ જ શોખીન હતા; એટલે ઘરમાં એ વસ્તુ સામાન્ય હતી.

એ દિવસોમાં અમે લાહોર રહેતા. મારા પિતા સરકારી દાક્તર થયા હતા; એટલે બે–ચાર વર્ષે એમની બદલી થતી હતી. લાહોરમાં મને કયા ઉદ્યોગમાં જોડવો એની પિતાએ તપાસ કરવા માંડી. એમનું ધ્યાન ચામડાંના ઉદ્યોગ તરફ ગયું. સદ્ભાગ્યે અમારે ત્યાંના સંસ્કારોમાં કોઈ ધંધો ઊંચો કે નીચો નથી ગણાતો. ત્યારે તો મને ખ્યાલ પણ નહોતો, કે ચામડાંનો ધંધો હલકો ગણાઈ શકતો હશે. હું હજી પણ સમજતો, કે તમારે ત્યાં એ ધંધો અને એવા બીજા ધંધા શા માટે હલકા ગણાય છે ?

એમની ઓળખાણથી મને એક કારખાનામાં રાખવામાં આવ્યો. ત્યાં ચાર વરસ સુધી મેં કામ કર્યું; અને એટલા સમયમાં તો હું એ વિષયમાં ઘણો જ કુશળ બની ગયો. ચામડાં કમાવવાની, રંગવાની વગેરે લગભગ એકેએક ક્રિયામાં મારો હાથ બેસી ગયો. સંચાઓ સાથે તો મને કુદરતી જ પ્રેમ હતો; એટલે એ જ્ઞાન મેળવવામાં મને કશી જ હરકત ન આવી

એક વાત કહેવાની ઇચ્છા થઈ આવે છે. તમારી કથાઓ ન સાંભળી હોત તો એ વાત હું ન કહેત. હું શીખી રહ્યો ત્યારે મારી

ઉંમર સોળ વરસની થઈ ગઈ હતી. મારે એ કહેવું છે કે એ સોળ વર્ષની ઉંમરમાં તમે તમારાં જીવનમાં વર્ણવી એવી એક પણ કુટેવ હું શીખ્યો નહોતો. મને એનું ભાન પણ નહોતું જાગ્યું. તમે દારૂ-માંસને બહુ ભયાનક વસ્તુ ગણતા હશો—હું પણ ગણું છું; પરંતુ છેલ્લા ચાર–પાંચ દિવસના વિચારો ઉપરથી મને લાગ્યું છે, કે આળસુ અને ધ્યેયહીન ઊછેર એથી ય ભયાનક વસ્તુ છે. મેં તમારી જીવન-કથાઓમાં જોયું, કે બાર–તેર વર્ષની ઉંમરે તમને એ ભાન જાગ્યું ત્યારે તમારા જીવનમાં એક પણ વસ્તુનો શોખ નહોતો જાગ્યો, કે તમે જેમાં રમણ કરી શકો; એવી કોઈ અભિલાષા પણ નહોતી પ્રકટી. તમે ગંદા વાતાવરણમાં ખેંચાઈ જાઓ એની મને નવાઈ નથી લાગતી; પરંતુ હું ન ખેંચાયો એની પણ મને હવે નવાઈ નથી લાગતી. સાવ નાનપણમાં મારામાં મહત્ત્વાકાંક્ષા પ્રકટી નીકળી. મારામાં શોખ પણ જાગી ગયો. મારાં હાથ, પગ અને મગજને પૂરતું કામ પણ મળી રહ્યું.

મને સોળ વર્ષ પૂરાં થયાં ત્યાં પિતાજીની ત્યાંથી કાનપુર બદલી થઈ. મારા ઉદ્યોગ માટે એ અનુકૂળ સ્થાન હતું. ત્યાંના એક મોટા કારખાનામાં પગારદાર તરીકે હું દાખલ થયો. મારી ઉંમર ત્યારે સોળ વર્ષની હતી, પણ તમારા માંહેના બાવીસ વર્ષના કોઈ ખડતલ જુવાન જેવો હું લાગતો. મારું શરીર મૂળથી જ પ્રચંડ હતું, એમાં સંયમે અને શરીરશ્રમે ઉમેરો કર્યો હતો. થોડા જ દિવસોમાં હું એ મોટા કારખાનામાં એક આશાસ્પદ જુવાન તરીકે જાણીતો થઈ ગયો. મેનેજરની મારા ઉપર પ્રીતિ થઈ. મારી શક્તિઓ પણ વિકસવા લાગી. ચામડાં ઉપરાંતના ઉદ્યોગોમાં પણ મારું ધ્યાન પહોંચવા લાગ્યું. થોડા મહિનામાં તો હું દરજી, સુતારી અને લુહારી કામ પણ શીખી ગયો. ત્યાર પછીનાં વર્ષોમાં તો એ કામમાં પ્રાવિણ્ય પણ મેળવ્યું. મારા મગજનો બંધાર જ એવો હતો, કે નજર નાખતાંની સાથે જ હું કામના રહસ્યને પકડી લેતો. કોઈ પણ નવું મશિન

આવે, હું બે ત્રણ મિનિટ એની સામે ટાંપી રહેતો; અને એ મશિન જાણે મારું બની ગયું હોય એમ મને વશ થઈ જતું અને પોતાનો મર્મ ખુલ્લો કરતું. તમારામાંના કેટલાકને આ વાત માનવામાં નહિ આવે; પણ છાવણીના દિવસોમાં જે ભાઇઓ મારી સાથે રહ્યા છે તે જાણે છે કે, કોઈ પણ યંત્ર સાથે મારે કેવી મહોબત છે! મીઠાની બારી શોધવા જતાં કે અંધારી રાતે ગામડાંઓ આથડવા જતાં જ્યારે મોટર ખોટકાઈ જતી, ત્યારે મારો અને મોટર વચ્ચેનો સંબંધ સૌને જણાઈ આવતો હતો. આપણા ખાદીકાર્યાલયમાં તો શાળ, ચરખા ને રેંટિયા સાથેના મારા સંબંધથી ઘણા જાણીતા છે. છેક નાનપણથી જ મારામાં આ વૃત્તિ હતી. મારું ઓછાબોલાપણું કદાચ એને જ આભારી હોય. મારા એ મૂક મિત્રો સાથે જીભથી બોલવાનો પ્રસંગ તો કોઈ દિવસ આવતો જ નહોતો; અને વાણી સિવાયની વાતો તો અમે રાતદિવસ કર્યા જ કરતા હતા.

૩

કાનપુરમાં હું હતો, ત્યારે હું નિશાનબાજી પણ શીખ્યો હતો. મને એમાં અદ્‌ભુત રસ આવતો હતો, પણ એ રસમાંથી ધીમે ધીમે શિકારનો શોખ પેદા થયો અને મારા હાથે અનેક નિર્દોષ પંખીઓ, હરણાંઓ અને બતકોનો સંહાર થયો. મારા જીવનમાં અહિંસા ક્યાંથી પ્રકટી, એ જણાવતી વખતે હું મારા શિકારની કથા કહીશ. અત્યારે તો એટલું જ કહું, કે હું નિશાનબાજીનો શોખીન બન્યો. ઠીક ઠીક કમાતો હતો; એટલે મેં બંદૂક અને રિવોલ્વર પાછળ પાંચસોક રૂપિયા ખરચી નાખ્યા. મારી બંદૂકથી અત્યાર સુધી ભોળાં પંખીઓ જ મરતાં હતાં, પણ અચાનક માણસો પણ મરે એવો પ્રસંગ બન્યો. મહાયુદ્ધ માટે ઠેરઠેર ભરતી થતી હતી, અને અમે તો આયર્લૅન્ડની પ્રજા હતા; એટલે મને મહાયુદ્ધમાં જોડાવાનો હુકમ મળ્યો. મારાં માતાપિતા અને સગાંવહાલાંઓ ધ્રૂજી ઊઠ્યાં; પણ ત્યાં દલીલને

અવકાશ જ નહોતો. મુકરર તારીખે મારે લશ્કરી છાવણીમાં હાજર થવાનું હતું. એ દિવસો મારા જીવનના અત્યંત મંથનના દિવસો હતા. મારાં માતાપિતાને મારા મોતનો ડર હતો. મારા અંતરની સ્થિતિ એ કરતાં જુદી હતી. એ દિવસોમાં લડાઈનાં ભયાનક વર્ણનો વાંચી મને કમકમાટી છૂટેલી. મારા દિલમાં અહિંસાનું પહેલવહેલું પ્રાકટ્ય ત્યારે થયું એમ કહી શકાય. હું ત્યારે બહુ તો ન સમજ્યો, પણ એટલું સમજ્યો કે આ ભયાનક સ્થિતિનો અંત આવવો જોઈએ. સૈનિકોની ભરતીનો ત્રાસ પણ હું જાણી શક્યો હતો; સાથે સાથે હર્ષપૂર્વક દોડ્યા જતા જુવાનોને પણ મેં જોયા હતા. મારા મનમાં ઘણી ઊથલપાથલ થતી હતી; પણ એક વસ્તુ તો ફરી ફરીને મનમાં આવ્યા જ કરતી, કે મારાથી આમ નહિ થઈ શકે. જેના પ્રત્યે મને લેશ માત્ર રોષ નથી, તેના ઉપર હું કેમ ગોળીઓ છોડું ? આજની પેઠે એ વિચાર આટલી સ્પષ્ટ ભાષા નહોતો પામી શકતો, પણ એ જ ભાવ મારા મનમાં રમતા હતા; તે હું જાણું છું. દિવસો વીતવા લાગ્યા તેમ મારા જવાનો દિવસ નજીક આવવા લાગ્યો. હું જાણતો હતો, કે હું નહિ જાઉં તો મને બળાત્કારે લઈ જવામાં આવશે; છતાં ય હું નહિ જાઉં તો મારા માટે કારાગાર અથવા તો મોત તૈયાર હશે.

મારાં માતાપિતાના ડરનો પાર નહોતો; છતાં એ મને જવા માટે જ સમજાવતાં હતાં. એમને મારા જવામાં જીવનની આશા હતી; નહિ જવામાં તો તેઓ લડાઈ કરતાં પણ મારી બૂરી દશા થશે, એમ માનતાં હતાં. મેં બહુ મંથન ભોગવ્યું, પણ મને કોઈ રસ્તો સૂઝયો નહિ. ભારે મૂંઝવણમાં ડૂબતો હું આખરે છાવણીમાં જવા તૈયાર થયો. જે દિવસે મેં વિદાય લીધી તે દિવસ મારા જીવનનો કરુણમાં કરુણ દિવસ છે. ચોધાર આંસુએ માતાપિતા અને બહેનભાઇઓ વચ્ચેથી એક લશ્કરી ખટારામાં હું ચાલી નીકળ્યો. મારા અંતરનું ઘમસાણ ચાલતું જ હતું, પણ મને અહિંસાનો

દીવો તે દિવસે લાધ્યો નહોતો; એટલે અંધકારમાં ફાંફાં મારવા ઉપરાંત હું કશું કરી શક્યો નહિ.

મારા જીવનની આ વિગતો હું વિસ્તારથી કહી શકું એમ નથી; પણ બાર દિવસથી વધારે હું ત્યાં ન રહી શક્યો. જે ટુકડીમાં હું દાખલ થયો એ ટુકડીમાં એક પણ માણસ સ્વેચ્છાએ આવ્યો નહોતો. સૌ અંદરથી ધૂંધવાયેલા હતા. કોણ જાણે કેમ પણ મારા પ્રત્યે સૌને આદર હતો. હું પ્રસંગ મળ્યે બોલ્યા કરતો. કે આ દોજખમાં ક્યાં ફસાયા ?

અમને રેતીના ભરેલા કોથળાઓ ઉપર સંગીનો મારવાની તાલીમ અપાતી હતી. હું સંગીનના ઘા કરતો, ત્યારે મારું હૃદય એની વિરુદ્ધ જતું. હું જાણતો હતો કે એ રેતીનો કોથળો છે, પણ મને પૂરેપૂરી ખબર હતી કે એવા જ ઘા હાડમાંસના જીવતા કોથળા ઉપર પણ કરવાના છે. દિવસભર નિશાનબાજી, પેરેડ અને આવાં સંગીનોના ઘા કરી અમે રાતે થાકી જતા, અને અમારામાંના ઘણાખરા ઘસઘસાટ ઊંઘવા લાગતા. મારી સ્થિતિ જુદી હતી-મહા દારુણ અને દયામણી હતી. રાતે ઊંઘવાનું મારા ભાગ્યમાં નહોતું. લડાઈનાં સ્વપ્નાંઓ અને કલ્પનાચિત્રો મારું હૃદય ફફડાવી મૂકતાં હતાં. પ્રત્યેક ક્ષણે મને થતું હતું કે નાસી છૂટું. હું પકડાઉં તો ભલે મને ઠાર કરી દે, પણ આ સ્થિતિમાં તો નથી રહેવું; પરંતુ હું નાસી શક્યો નહિ. એ વિચારો આવી આવીને પાછા વળી જતા. ક્યારેક મારા સાથીઓને વાત કરતો તો એ બધા એનાં ભયંકર પરિણામો બતાવી મને પાછો વાળતા.

આમ દિવસો વીતતા હતા, પણ મારું મન શાંત થતું નહોતું. લડાઈના ખબરો સાંભળી અશાંત મન વધુ અશાંત બનતું. લડાઈના વિજયના કે પરાજયના ખબરો મને સરખા જ લાગતા હતા; કારણ કે એ ખબરોમાં આગ, ખૂન, મોત, બોમ્બ, મશિનગન અને બંદૂક

સિવાય બીજું કશું નહોતું. ટુકડીઓની ટુકડીઓ સાફ થઈ ગયાના અને હજારો ઘાયલ થઈ ગયાના જ સમાચારો હતા. હું જોતો હતો, કે આ સમાચારો ધીમે ધીમે મારા સાથીઓમાં સહજ બનતા જતા હતા. એમની અરેરાટી ઓછી થતી હતી. મૃત્યુ અને ઘાયલોની સંખ્યા પ્રત્યે એમનું બહુ લક્ષ નહોતું, જેટલું વિજય અને પરાજય પ્રત્યે હતું. એમનાં દિલ લડાયક થતાં જતાં હતાં. વિજય-પરાજયના હર્ષશોક તેઓ અનુભવતા હતા. મને મનમાં થયા કરતું હતું, કે ધીમે ધીમે હું પણ આવો નહિ બની જાઉં! મને પણ લડાઈના સમાચારો જગતના સહજ વ્યાપાર જેવા નહિ લાગે!

ઈશ્વરની કૃપાથી હું 'જીવતી મશિનગન' થતાં બચી ગયો. મારું હૃદય જડ બને ત્યાર પહેલાં જ હું ત્યાંથી છૂટી શક્યો. મારો છૂટવાનો પ્રસંગ પણ અદ્‌ભુત બની ગયો. એક દિવસ પેલા રેતીના કોથળા ઉપર ઘા કરતાં મારો હાથ ખચકાયો, એટલે મને સજા થઈ. સજાનું મને બહુ ન લાગ્યું, પણ અમારા ઉપરીએ મને જે રીતે સજા કરી તે રીતમાં મને અપમાન લાગ્યું; ત્યાં સ્વમાન જેવું કશું ન જ હોવું જોઈએ એ હું જાણતો હતો; પણ એટલા દિવસમાં હું હજી માણસ નહોતો મટી ગયો. મને કાયદેસરની સજા ઉપરાંત બે લાત અને થોડીક ગાળો પણ મળી હતી, અને આખી રાત એ સજા મને વેદનારૂપ થઈ પડી. સવારે ભારે મને હું ઊઠ્યો. અમારે પેરેડ માટે તૈયાર થવાનું હતું, પણ હું તૈયાર ન થયો. મારા સાથીઓએ મને ચેતવણી આપી પણ મેં પરવા ન કરી. હું વર્તાવનું દુષ્પરિણામ જાણતો હતો. મારા ઉપર લશ્કરી કામ ચાલશે અને કદાચ મને ઠાર કરવામાં આવશે એ બીનાની મને માહિતી હતી, પણ તે દિવસે મારું મગજ જ ફરી ગયું હતું–મોત વિષે હું બેપરવા બની ગયો હતો.

મને મારા ઉપરી અમલદાર તરફથી સ્પષ્ટ હુકમ અને પછી

ચેતવણી મળી, છતાં મેં અવગણના કરી; એટલે મારા ઉપર લશ્કરી કામ ચાલ્યું. મેં મનમાં માન્યું કે હવે થોડીક મિનિટો જ આ દુનિયાની હવા લેવાની છે. મને બરાબર ખબર છે, કે મારા અંતરમાં ફફડાટ નહોતો. લડાઈના કરતાં–કોઇને મારવું ને મરવું એના કરતાં આ સારું છે એમ મને થતું હતું. મારા સાથીઓની સ્થિતિ જુદી હતી. એ સૌને મારા પ્રત્યે મમતા હતી. તેઓ મને આમાંથી બચાવવાની કોશિશ કરવા લાગ્યા; પણ એમના બધા પ્રયાસો નિષ્ફળ ગયા. થોડીક વારમાં આ વાત બીજી ટુકડીઓમાં પણ પહોંચી ગઈ અને વાતે ઉગ્ર રૂપ લીધું. મને સ્પષ્ટ ખબર ન પડી; પણ ટુકડીઓમાં ફેલાયેલા અસંતોષને કારણે મારા ઉપરનું કામ મોકૂફ રાખવામાં આવ્યું અને બીજે દિવસે મને ડોકટર પાસે લઈ જવામાં આવ્યો. ડોકટરે મારું આખું શરીર, મસ્તક વગેરે તપાસ્યું અને હું ચિતભ્રમ થઈ ગયો છું એવું નિદાન આપ્યું. એ નિદાન ઉપર મને છોડી મૂકવામાં આવ્યો. કહેવાની જરાય જરૂર છે ખરી, કે હું ચિતભ્રમ નહોતો જ; અને અમારો અમલદાર કે ડોકટર પણ ચિતભ્રમ નહોતા?

એ દિવસના મારા આનંદની શી વાત કરું? ભીરુમાં ભીરુ માણસ મોતના પંજામાંથી છૂટતાં જે આનંદ અનુભવે તે આનંદ મહાભીષણ સંહારની એ દુનિયામાંથી છૂટતાં મેં અનુભવ્યો. મારાં માતાપિતા અને સગાંવહાલાંના આનંદની તો અવધિ જ નહોતી. એ તો બધાં એમ જ કહેતાં હતાં, કે યમરાજાને ઘેરથી જ પાછો આવ્યો!

## ૪

ઘેર આવ્યા પછીનો એકાદ મહિનો તો મારો છાવણીની વાતો કરવામાં જ ગયો. એક મહિના પછી હું પાછો કારખાનામાં દાખલ થયો. મારા આવવાથી અમારા મેનેજર અને બધા ખૂબ ખુશ થયા. સામાન્ય રીતે, ત્યાં મારું સ્થાન ધ્યાન ખેંચાય એવું તો હતું જ; પણ લડાઈમાં જઈ આવ્યા પછી તો એ વધુ ધ્યાન ખેંચ-

નારું બન્યું. મહિનાઓ વીત્યા એટલે લડાઈની વાત ઠંડી પડી, અને હું મારા કામમાં મશગૂલ થતો ગયો. આ દિવસોમાં મને એક નવો શોખ જાગ્યો. અમારા કારખાનામાં એક વખતે બે મોટા સાપ નીકળ્યા. મારી સાથે કામ કરતા એક ભાઈએ કશી જ ગભરામણ સિવાય એક પછી એક સાપને પકડીને બહાર જંગલમાં ફેંકી દીધા. એની પકડવાની રીતથી હું તાજ્જુબ થઈ ગયો. ન એણે સાણસો લીધો, ન લાકડી લીધી. ધીમે ધીમે ચાલ્યા જતા સાપને ઝપાટાબંધ પૂંછડીએથી પકડીને ઉપાડી લીધો. કોણ જાણે કેમ પણ ત્યાર પછી મને પણ એ જાતનો શોખ થયો. સાપ વિષે એ ભાઈ પાસેથી જેટલું જાણી શકાય એટલું મેં જાણ્યું; પણ મારો એ શોખ તો એટલો બધો બળવાન થયો કે હું સાપને પકડીને પાળવા લાગ્યો. ધીમે ધીમે મને એની જાતની ખબર પડવા માંડી. જ્યારે મેં જાણ્યું અને અનુભવ્યું કે લગભગ એંસી ટકા સાપ તો ઝેરી હોતા જ નથી, ત્યારે મને સમજાયું કે સર્પદંશથી મરનારનો મોટો ભાગ તો ભયથી જ મરે છે! સાપની ટેવોની અને રોગોની પણ મને ખબર પડી. જાનના જોખમે હું એના ઉપર અખતરા કરતો. એક વખત કાચની પેટીમાં મેં સાપને રાખેલા. એના માટે હું જીવડાં લઈ આવતો, એને દૂધ પણ પાતો; પણ થોડા દિવસમાં સાપ માંદા પડ્યા. મેં કેટલાક ઉપાયો લીધા પણ એ સાજા ન થયા. છેવટે પે'લી પેટીમાં વચ્ચે લાકડાની નાની નાની થાંભલીઓ નખાવી ને સાપ સાજા થઈ ગયા. એમને ફરવાનું અને વીંટળાવાનું મળ્યું તેથી જ. આ સાપનું જ્ઞાન મને લડાઇના દિવસોમાં બહુ કામમાં આવ્યું. જ્યાં જ્યાં હું જતો ત્યાં ત્યાં સાપ પકડવાનું કામ મારા ભાગે જ આવતું; અને જે પ્રદેશમાં હું કામ કરતો, એ પ્રદેશમાં સાપ અને વીંછીનો તો કંઈ પાર નહોતો. મેં વીંછીઓ ઉપર પણ ઠીક ઠીક પ્રયોગો કર્યા છે.

સાપની આ વાત કહેવામાં મને બહુ રસ આવે છે. એના

પ્રયોગનું પણ હું તમારા પાસે વર્ણન કરત; પણ આપણી વાત સાથે એને સંબંધ નથી, એટલે જવા દઉં છું. એક વાત કહેવાનું મન થઈ આવે છે કે આપણાં ગામડાંઓમાં સાપનો પ્રશ્ન જેવો-તેવો નથી. આપણે ગ્રામસેવકો પાસે જેમ દવાદારૂના સામાન્ય જ્ઞાનની અપેક્ષા રાખીએ છીએ, તેમ માણસની નજરે સૌથી ભયંકર લાગતા આ જંતુ વિષે પણ થોડુંઘણું જાણવું જોઈએ.

હવે મારા શિકારશોખની વાત કહું. એ શોખ તો ધીમે ધીમે વધતો ચાલ્યો. મારા મનમાં માણસ માટેની દયા તો હતી જ, કોઈ મનુષ્યપ્રાણીને દુ:ખી થતો જોતાં પણ મારું હૃદય દ્રવી ઊઠતું; પણ પરમાત્માની આ વિશાળ સૃષ્ટિમાં પશુપંખીને પણ આપણા જેટલો જ જીવનનો અધિકાર છે, એ જ્ઞાન મને બહુ મોડું મળ્યું. એ જ્ઞાન મળ્યું ત્યાં સુધી તો હું પશુપંખીઓને માટે તો માનવરાક્ષસ જ હતો. માંસાહારી તો હતો જ, પણ જબરદસ્ત શિકારી પણ બની ગયો હતો. મને સૌથી વધુ શોખ બે શિકારોનો હતો: એક તો તળાવ કાંઠે ઊભા રહી ડૂબકીઓ લેતી બતકોનો; અને બીજો એથી ય ભયંકર, તો કબૂતરની કે કોઈ પણ પંખીની જોડી બેઠી હોય તો તેમાંથી એકનું માથું વીંધવાનો. શિકારની ભયંકરતા સમજ્યા પછી મને આ કૃત્ય બદલ પારાવાર પશ્ચાત્તાપ થયો છે; પણ મારા એ કૃત્યનું પાપ હું હજી ધોઈ શક્યો નથી એમ માનું છું. તમે માનશો ? આ પાપની શિક્ષા ભોગવવા મેં મારી જાતે મને તમાચાઓ માર્યા છે, સોટાઓ ખેંચ્યા છે, દીવાલ સાથે માથાં પણ અફળાવ્યાં છે; છતાં મને શાંતિ નથી થઈ. છેલ્લાં કેટલાં ય વર્ષો થયા હું પશુપંખી સામે એના ગુનેગારની માફક જ જોઉં છું. તમે આશ્ચર્ય પામશો પણ તળાવમાં રમતી બતકોને હું જોઈ શકતો નથી, હું શરમથી નીચું જોઈ લઉં છું. પંખીની બેલડી તરફ તો મારી આંખ પણ મંડાતી નથી. હવે એ બધામાં, પ્રત્યેક પશુપંખીની આંખમાં હું જગન્નિયંતાનાં દર્શન કરું છું.

શિકારના મહાપાપમાંથી છોડાવવા બદલ મારે એક બ્રાહ્મણનો આભાર માનવો જોઇએ. દુઃખની વાત એક જ છે. મને શિકાર છોડાવનાર એ બ્રાહ્મણ આજ સરકારી સિપાહી બન્યો છે. મને એમ થાય છે, કે મને ઉપદેશ આપવાની પાછળ એના દિલમાં જાગ્રત અહિંસાની વૃત્તિ નહિ હોય, પણ અહિંસાના રૂઢ સંસ્કારો જ હશે; નહિ તો એ સિપાહી કેમ થઈ શકે? એ બંદૂક કેમ પકડી શકે? આજે ત્રિલોકનું રાજ મળતું હોય, તો ય હું બંદૂકનો ઉપયોગ ન કરું.

અમારા કારખાનામાં જ એ બ્રાહ્મણ કામ કરતો હતો. મારે ને એને જરા ઓળખાણ હતી. મારો શિકારશોખ એ જાણતો હતો. એ જ્યારે ને ત્યારે શિકારની અને માંસાહારની વિરુદ્ધ મારી પાસે બોલતો; પણ ઘણા વખત સુધી મને કશી અસર નહોતી થઈ. એક વખત એ મારા સાથે આવેલો; અને એના દેખતાં જ મેં બે બતકો ને વીંધી નાખી અને એક કબૂતરની જોડી ખંડિત કરી, ત્યારે એની આંખે અંધારા આવી ગયાં; અને એ ચીસ પાડીને ત્યાં જ પડી ગયો. સ્થિર ગતિએ ચાલ્યો જતો હું એ બનાવ પછી જરા વિચારમાં પડી ગયો. મારા વિચારોને એ બ્રાહ્મણે કરુણ વર્ણનથી ઉત્તેજિત કર્યા અને શિકારનો સમય ન હોય એવે વખતે શાંતિથી વિહરતાં પંખીઓ બતાવી, એમના પ્રત્યે મારી લાગણીને જાગ્રત કરવા માંડી. ધીમે ધીમે મારું મન બદલાવા લાગ્યું. હું એકલો એકલો પણ શાંત બેઠેલાં કે ઊડતાં પંખીઓને જોવા લાગ્યો. મારા મનમાં મમત્વ પેદા થવા લાગ્યું; પણ શિકારનો શોખ એ અજબ વસ્તુ છે. તમે બધા જ એ શોખથી અજ્ઞાત છો એટલે તમે નહિ સમજી શકો. શરાબ અને માંસ છોડતાં મને સમય નહોતો લાગ્યો, લડત વખતે મારો ધંધો છોડતાં પણ મને સમય નહોતો લાગ્યો; પણ મન જાગ્રત થયા પછી પણ શિકાર છોડતાં ત્રણ મહિના વીતી ગયા.

હૃદયમાં લાગણી જાગ્યા પછી શિકારની મઝા ઊડી જવા લાગી. બંદૂક છોડવામાં ને નિશાન તાકવામાં મઝા આવતી; પણ પંખીનો

તરફડાટ જોઈ શકાતો નહોતો. મન ભારે થવા લાગ્યું. જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ મનનો ભાર વધવા લાગ્યો. હું તમને શી વાત કહું ? શિકારનો રસ માત્ર બળી ગયો, પણ ટેવ એટલી પ્રબળ બની ગઈ હતી, કે હું રાતે નિશ્ચય કરું કે સવારે જવું જ નથી, પણ યંત્રવત્ ઊઠું, ખૂણામાં પડેલી બંદૂક ઉપાડું અને મૂગો મૂગો ચાલી નીકળું. તમને આ નહિ જ સમજાય, પણ હું શિકારી મનુષ્ય નહિ; પણ શિકારી યંત્ર બની ગયો હતો. શિકાર કરીને પાછા ફર્યાં પછી ઘેર આવી બંદૂકનો હું ઘા કરી દેતો; પણ બીજે દિવસે એ બંદૂક ફરીને મારા હાથમાં સ્થાન મેળવતી.

એક દિવસ ત્રણ બતકોને સંહારીને હું પાછો આવતો હતો, ત્યારે મારા હૃદયનો ભાર અસહ્ય હતો. એ બ્રાહ્મણ મને સામો મળ્યો. મારા મોં ઉપરથી મારા હૃદયભારનું કારણ એ સમજી ગયો. એણે મારી તીવ્ર થતી જતી લાગણીને ઉશ્કેરી મૂકી. હું એની પાસે કંઈ બોલ્યો નહિ, પણ ઘેર ગયા પછી મેં મારા ઓજારોમાંથી એક મોટો હથોડો લીધો અને મારા પાસે બંદૂક રિવોલ્વર વગેરે જે હતું તેનો ભુક્કો કર્યો. હું જ્યારે ભાંગતો હતો ત્યારે મારા ઘરમાં કોઈ નહોતું. હું જાણું છું, કે જો કોઈ હાજર હોત તો હું એને વિકરાળમાં વિકરાળ માનવી લાગત. મારા હૃદયમાં શિકાર પ્રત્યે અને શિકારનાં સાધનો પ્રત્યે તે દિવસે રોષનો પાર નહોતો. વર્ષોની કારમી ગુલામીમાંથી મુક્ત થતો હોઉં એવી ઉગ્ર ભાવનાથી હું હથોડાના ઘા કરતો હતો.

શિકાર છોડ્યા પછી બીજે જ દિવસે મેં માંસાહાર પણ છોડ્યો. મારાં માતાપિતા એથી નારાજ થયાં; પણ હું હવે મોટો અને કમાતો થયો હતો, એટલે એમનું બહુ ચાલ્યું નહિ. શરાબ ત્યાર પછી બે વર્ષે છૂટ્યો; પણ એ વાત એનો પ્રસંગ આવે ત્યારે.

## ૫

હું ત્રેવીસ વર્ષનો થયો ત્યાં સુધી મારા મનમાં લગ્નનો વિચાર ઉગ્રરૂપે દાખલ થયો નહોતો. ઘરમાં ને સગાંઓમાં વાત થાય એટલે ક્યારેક એ વિચારો આવતા; પણ યંત્રો સાથેનું મારું જીવન જોતાં મને એમ લાગતું, કે હું કોઈની સાથે પ્રેમ નહિ કરી શકું. પરંતુ પહેલા જ અનુભવે મારી એ માન્યતા ખોટી પડી. માતાપિતાની મૂગી સંમતિથી અમારા ઓળખીતાની એક કન્યા સાથે મારે પરિચય થયો અને દિન પ્રતિદિન વધતો ચાલ્યો. એ અઢાર વર્ષની સુકુમાર અને શિક્ષિત કુમારિકા હતી. એના પ્રમાણમાં હું ખડતલ પણ સાથે જ કર્કશ અને કઠોર હતો. મારી કઠોરતા ઓગળી શકે એવી છે એવું મને કોઈ દિવસ લાગ્યું નહોતું; પણ જેમ જેમ પરિચય વધતો ગયો તેમ તેમ લાગ્યું, કે હું અંદરથી ઓગળતો જાઉં છું. બાહ્ય ટાપટીપથી સારા દેખાવાની ઇચ્છા મને કોઈ દિવસ નહોતી થઈ તે થવા લાગી. માણસના ગમા–અણગમાનો વિચાર હું ભાગ્યે જ કરતો. તેને બદલે મારે પ્રત્યેક ક્ષણે આ કુમારિકાનું સ્વાગત કરવાનું હોય એમ હું રહેવા લાગ્યો. હું જોતો હતો કે મારી રીતભાતથી માતાપિતા આનંદ પામતાં હતાં.

જેને સંવનન કહે છે તે અમારા વચ્ચે શરૂ થયું. મારી અભિલાષાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ મેં એને જણાવવા માંડી; અને એની ઇચ્છાઓ ને આશાઓ મેં જાણવા માંડી. અમે નજીક આવવા લાગ્યાં. એ સુંદર હતી, નમણી હતી, હસમુખી હતી; પણ બહુ જ વાતો કરનારી હતી. એની વાતોથી સામાન્ય રીતે હું મુગ્ધ બનતો અને એની બુદ્ધિ ઉપર ખુશ થતો; પણ કોઈ કોઈ વખત મને એમાં અતિશયતા લાગતી, અને હું જરાતરા કંટાળતો. એ દિવસો બહુ ટૂંકા છે અને એનો અંત કડવો છે; પણ મારે નિખાલસપણે કહેવું જોઈએ, કે આરંભના એ દિવસોમાં અજબ માધુર્ય હતું. મને તો

એના સિવાય કોઈના પ્રત્યે એટલું મમત્વ નહોતું. પણ જ્યારે હું એના મોંમાંથી સાંભળતો, કે આ વિશાળ સૃષ્ટિમાં હું જ એનું સર્વસ્વ છું ત્યારે મારી આંખો કોઈ અકથ્ય લાગણીથી ચમકી ઊઠતી. આખો દિવસ કારખાનામાં તેલ, કોલસા, અગ્નિ અને લોખંડ સાથે કામ પાડનારો પહાડી શરીરનો હું મૃદુ બનવા લાગ્યો. સંચા સાથે કામ કરતાં કરતાં પણ હું એનું સ્મરણ કરી સાવ સુક્કા જીવનમાં રસ પૂરવા લાગ્યો. કોઈ વખતે મને શંકા થઈ આવતી, કે આ બોલે છે તે સાચું હશે? એટલે હું એને મારા સોગન દઈને પૂછતો. જવાબમાં એ ગંભીર બની જતી, અને આંખથી મને ઠપકો આપતી હોય એમ મૌનપણે કહી દેતી, કે 'મારા પ્રત્યે અવિશ્વાસ રાખે છો?' હું એ જોતો અને ભરપૂર શ્રદ્ધાથી મારા કામમાં લાગી જતો.

પરંતુ એક સવારે પ્રલયકારી ધરતીકંપની પેઠે મેં જ્યારે સમાચાર સાંભળ્યા કે એમ. એ. માં અભ્યાસ કરતા અમારા સગા એક જુવાન સાથે એનાં લગ્ન થઈ ગયાં, ત્યારે મારી આંતરસૃષ્ટિ ખળભળી ઊઠી. આ આઘાત સહન કરવાનું મારામાં જોર જ નહોતું. હું સ્તબ્ધ બની ગયો. મને કશું સમજાયું જ નહિ કે આ શું બની ગયું. દિલમાં થવા લાગ્યું, કે આ શું હતું? સ્વપ્ન? કરુણતમ કોઈ નાટક? કાંઈ ખબર ન પડી. મહિનાઓ પછી મેં જાણ્યું, કે એ સુંદર કુમારિકા જે દિવસોમાં મારા સાથે સંવનન ગુજારતી હતી, તે જ દિવસોમાં પેલા જુવાન સાથે પણ એ સંબંધમાં હતી. મારા મનમાં એના પ્રત્યે ઘૃણા જાગી ઊઠી; અને એ ઘૃણા વિસ્તરતાં આખા સ્ત્રીસમાજ ઉપર ફરી વળી.

કેવા એ દિવસો હતા? મારું સમગ્ર જીવન જે પાત્રમાં ઢળી જતું હતું, એ પાત્ર ફૂટેલું હતું! પ્રેમ અને શ્રદ્ધાથી જેનું હું ચિંતન કરતો, અને કારખાનાના ભયંકર અવાજોની વચ્ચે જેનો હું મંજુલ ધ્વનિ સાંભળતો, એ એક માયા હતી, ઇંદ્રજાળ હતી, મને ભરમાવનારી જાદુઈ રમત હતી! એ પછી થોડા દિવસે મેં કારખાનું

છોડયું, કામ માત્ર છોડયું અને ઘરમાં જ સૂમસામ બેસી રહ્યો! માબાપને ચિંતા થવા લાગી; પણ એમની ચિંતા ખોટી હતી. હું ગાંડો થાઉં એમ નહોતું. પંદરેક દિવસો એ રીતે પસાર કર્યા પછી હું કારખાનામાં જવા લાગ્યો; અને હતો તે કરતાં ય વધુ મૂગો બની મારાં લોખંડ અને ચામડાંની સાથે રહેવા લાગ્યો. એ નિર્જીવ પ્રેમીઓ મૂગાં હતાં, પણ વફાદાર હતાં; એમ મને લાગવા માંડયું.

મારા મનમાંથી એ કન્યાને હું ઘણાં વરસ સુધી ભૂંસી શક્યો નહિ; પણ એનું સ્મરણ સુખદ કે પ્રેમરૂપ નહોતું. તિરસ્કારના ભાવથી જ હું એને યાદ કરતો હતો; અને મનમાં અસ્પષ્ટપણે જાણે નક્કી કરતો હતો, કે આ જીવનમાં હવે એ માર્ગે કોઈ દિવસ ન જવું.

૬

આ પ્રસંગ વીત્યા પછી મારામાં ગાંભીર્ય વધ્યું હતું; અને એ ગાંભીર્યે મને જીવન વિષે ઊંડો વિચાર કરતો કરી મૂક્યો હતો. કોણ જાણે કઈ પ્રેરણાથી પણ હું ત્યાર પછી ચર્ચમાં જવા લાગ્યો. બાઇબલ હું ક્યારેક વાંચતો; તે હવે જ્યારે વખત મળે ત્યારે વાંચવા લાગ્યો. મારા મનમાં એથી શાંતિ થવા લાગી. મેં ધીમે ધીમે નહિ પણ એક દિવસ ખૂબ વિચારો આવ્યા એટલે દારૂ છોડી દીધો. હું બહુ શોખીન તો નહોતો, છતાં સાદો બનવા લાગ્યો. થોડાક મહિનામાં મારા જીવનનો ઝોક ધર્મ તરફ વળ્યો. જે વસ્તુની મને ભૂખ હતી, તે જ વસ્તુ પ્રાપ્ત થતી હોય એવું મને લાગવા માંડયું. દાદાનું જીવન, જે મારા સ્મરણમાંથી સરી ગયું હતું, તે પાછું તાજું થયું. એમના આખા દિવસનો કાર્યક્રમ મને યાદ આવ્યો; અને દરેક પ્રસંગે દેખાઈ આવતો એમનો પ્રેમાળ અને દયાળુ સ્વભાવ મને પ્રેરણા આપવા લાગ્યો. મારું આ જીવન મને શાંતિ આપતું હતું;

પણ અમારા ઘરમાંના કોઇને એ ગમતું નહોતું. મારા પિતાનો તો એ માટે સખ્ત વિરોધ હતો. એમને મારી ધર્મની વાતો બેવકૂફી ભરેલી જ લાગતી હતી. હું ભરજુવાનીમાં આવો વૈરાગી થઈ જઈશ તો મારું ભવિષ્ય કેવું જશે, એ વિષે તેઓ ચિંતા પણ પ્રગટ કરતા હતા. પણ એમનો વ્યવહારુ ઉપદેશ મારા ગળે ઊતરતો નહોતો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ અમારી વચ્ચેનું અંતર વધવા લાગ્યું. મારા મનમાં પ્રગટેલી આ ધર્મ ભાવનાએ એક બીજું સ્વરૂપ પણ પકડ્યું. મારી કમાણીના જે પૈસા આવતા, તે હું મારી આજુબાજુમાં કોઈ મુશ્કેલી ભોગવતું હોય તો તેને આપી દેવા લાગ્યો. મારા પિતાને આ શાનું રુચે? એમણે મને સખત શબ્દોમાં સૂચના આપી, કે મારે મારી આખી કમાણી એમને સુપ્રત કરવી અથવા તો સ્વતંત્ર રીતે રહેવું. મને એ બેમાં એમની બીજી સૂચના વધુ પસંદ પડતી હતી; પણ કંઈક સમાધાનની વૃત્તિથી હું નિભાવવા લાગ્યો. એક દિવસ એવી ઘટના બની ગઇ, કે અમારું સમાધાન તૂટી પડ્યું; અને મારે એમનાથી પરણ્યા પહેલાં જ સ્વતંત્ર થવાનું બની આવ્યું.

મારા કારખાનામાં કામ કરતો એક જુવાન જાતે ચમાર હતો, અને એના કુટુંબમાં વૃદ્ધ અને અંધ પિતા સિવાય કોઈ નહોતું. તે બે દિવસના તાવમાં ઊપડી ગયો. એની માંદગી વખતે અને મૃત્યુ વખતે હું ત્યાં હાજર હતો. જે દિવસે સાંજે એ મર્યો તે દિવસે જ એ પોતાના મોત વિષે જાણી ગયો હતો. એના દિલમાં એક જ દર્દ હતું. એ બહાદુર હતો એટલે મોતથી તો ડરતો નહોતો; પણ એના મૃત્યુ પછી વયોવૃદ્ધ અંધ પિતાનું આ દુનિયામાં કોણ? એનું કોઈ સગું નહોતું. મારી પેઠે એ પણ મિત્રવિહોણો હતો. હું એની ચિંતા સમજી ગયો. મેં એને ખૂબ આશ્વાસન આપ્યું. છેલ્લે એણે મારી પાસે ઇશ્વરસાક્ષીએ વચન લીધું, કે એના પિતાને હું સાચવીશ. આ વચન વખતે એ અંધ ડોસા પણ બાજુમાં બેઠા

હતા. એમની મણિ વિનાની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં.

એ જુવાન ગયો તે દિવસે રાતે અંધ ડોસાને લઇને હું મારે ઘેર આવ્યો. પિતાએ આ જોયું. મારા મનમાં ડર તો હતો જ; પણ મેં નક્કી કર્યું હતું, કે પિતાનો રોષ વહોરીને પણ આ કામ તો કરવું જ. પિતાએ એ વખતે તો માત્ર આંખો જ કાઢી; પણ સવારે મને પોતાની ઓફિસમાં બોલાવીને કેટલીક સાફ સાફ વાતો કરી નાખી.

સામાન્ય રીતે પિતાશ્રી મારા સાથે જ્યારે વાત કરતા ત્યારે રોષમાં અને હુકમથી જ બોલતા. આજે જરા ગંભીર બનીને કહેવા લાગ્યા. એ ગંભીર વાતોનો સ્પષ્ટ ધ્વનિ એ હતો, કે 'તું અને હું જુદા જ બંધારણના છીએ. આપણે સાથે નહિ રહી શકીએ. તારે હવે આ ઘરમાંથી જવું જ જોઈએ.' પિતાની વાત સાચી હતી; પણ મેં એમને ખૂબ સમજાવ્યા, વિનવ્યા કહું તો પણ ચાલે: 'હું હવે ક્યાં બાળક છું? ઘરમાં મારો આટલો પણ અધિકાર નહિ?'

પિતાએ શાંતિથી કહ્યું: 'આ ઘરમાં બીજા કોઈનો અધિકાર ચાલી શકશે નહિ. મને રુચે એ જ વસ્તુ અહીં બની શકે.'

'પણ અમે ક્યાં કોઈ બહારના છીએ? હું તમારો પુત્ર જ છું ને!'

'ગમે તે હોય. મને આવું ન ફાવે. તું પૈસા ઉડાવે, અને તને મન ફાવે તેમ વર્તે, એ પણ મને ન રુચે. આપણી વચ્ચે છે તેટલો સ્નેહ પણ જીવંત રાખવો હોય તો તારો રસ્તો લઈ લે.'

આ શબ્દો સાંભળ્યા પછી દલીલને અવકાશ નહોતો. બીજે જ દિવસે મેં એક ઓરડી લીધી અને ત્યાં ડોસાની સાથે હું રહેવા લાગ્યો. જુદી ઓરડી લીધા પછી મારા ઉપર ભારે જવાબદારી આવી પડી. કારખાનામાં મારે સખત નોકરી આપવી પડતી હતી. રાતે હું લોથ થઈને ઘેર આવતો હતો; અને આવ્યા પછી મારે રસોઈ પકાવવાની હતી. થોડા દિવસ પછી મેં એક રસોયો રાખ્યો પણ

ન ફાવ્યું. ડોસાને જરા ય ઓછું ન આવે એ માટે હું પૂરતી કાળજી લેતો હતો; પણ એ બિચારો બહુ વખત ન જીવી શક્યો. ત્રણેક મહિના વીત્યા પછી એ માંદો પડ્યો. આઠ દિવસ ઘેર રહી મેં એની ચાકરી અને બની શકે તેટલા દાક્તરી ઉપચારો કર્યા. મારા ઉપર કૃપા કરીને એક દિવસ મારા પિતા પણ એને તપાસી ગયા; પણ એ ન બચ્યો. એના દીકરાની પાછળ–હું માનું છું, કે–સંતોષપૂર્વકની ચાકરી પામીને એ ડોસો સિધાવી ગયો.

ડોસાના મૃત્યુ પછી હું ઘેર રહી શકું એમ હતું; પણ પિતાએ મને બોલાવ્યો નહિ, અને એમ ને એમ જવા માટે મારું દિલ ચાલ્યું નહિ. હું એકલો રહેવા લાગ્યો. મારા સ્વભાવ પ્રમાણે તો એકલતા મને આકરી લાગે એમ નહોતું; પણ એ શહેરમાં માતા, પિતા અને ભાઈબહેનો રહેતાં હોવાથી મને એકલતા સાલવા લાગી. કોઈ કોઈ વખત હું રાતે રડી પણ પડતો. મને થયું કે મારે હવે આ શહેર છોડવું જોઇએ. હું કામમાં તો હોંશિયાર હતો. રોટલા વિષે કશી ચિંતા જ નહોતી. તો પછી અહીં મારે રહેવું શા માટે? કુટુંબ પ્રત્યેની મમતાનો એક તાંતણો મને પકડી રાખતો હતો; પરંતુ પ્રતિદિન પરિવર્તન પામતા મારા જીવનનો હવે કુટુંબ સાથે મેળ બેસે એમ નહોતું. ઉપરાંત, પિતા મને ઇચ્છતા નહોતા. મને એમની વાત તો ગળે ઊતરતી જ નહોતી, કે જો હું ઘરમાં રહું તો મારે એમનું જ માનવું જોઇએ. એ વાત હું શી રીતે સ્વીકારું? કુટુંબમાં જો કોઈ પણ એક પક્ષે જ ત્યાગ દાખવવાનો હોય, તો એ કુટુંબ શાનું? હું એટલું સમજતો થઈ ગયો હતો, કે કુટુંબ એટલે જ સ્વેચ્છાએ સ્વીકારેલો ત્યાગયુક્ત સહકાર! મારા પિતાના ઘરમાં એમ નહોતું. મારા માટે કે મારાં કોઈ ભાઈબેન માટે ત્યાં નાનકડો ખૂણો પણ સ્વતંત્ર નહોતો.

હું બહાર જવાનો વિચાર કરવા લાગ્યો. એક દિવસે મારી આ મૂંઝવણ મેં મારા મેનેજરને કહી બતાવી. એ ઘણો જ સજ્જન

માણસ હતો. પ્રથમ તો એણે મને શાંતિથી રહેવા માટે સમજાવ્યો; પણ જ્યારે એણે જોયું, કે મને અહીં શાંતિ મળી શકે એમ નથી, ત્યારે એણે મને જવાની મંજૂરી આપી, અને અમદાવાદ જવાની સૂચના કરી. પોતાના એક મિત્ર ઉપર ચિઠ્ઠી લખી આપી; એટલું જ નહિ, પણ જો હું મિલમાં રહેવા માગતો હોઉં, તો નોકરીની અને ચામડાનું કારખાનું કરવા ઇચ્છતો હોઉં તો પૈસા વગેરેની સગવડ કરી આપવાની પણ ખાતરી આપી.

મેં ત્યાં ને ત્યાં જ નિર્ણય કરી લીધો, કે મારે ચામડાનું કારખાનું કરવું છે. મેનેજરે પોતાનું વચન પાળ્યું, અને મને કારખાનું કરવા માટે પૈસાની અને અનુભવી માણસોની મદદ આપી.

છેક છેલ્લી ઘડીએ માતાપિતા પાસે રજા માગવા ગયો ત્યારે એમને આશ્ચર્ય થયું. પિતાએ કશો વાંધો ન લીધો; પણ માતાએ લગ્ન પહેલા જવાની ના પાડી. મારે એ આજ્ઞા માનવાપણું નહોતું; એટલે હું જવા વિષે મક્કમ જ રહ્યો. મારાથી નાનો ભાઈ મારા સાથે આવવા તૈયાર થયો. કેટલીક આનાકાની પછી એનું આવવાનું પણ ચોક્કસ થયું; અને અમે બંને ભાઈઓ આ રીતે કાનપુર છોડીને આ બાજુ આવ્યા.

## ૭

અહીં આવ્યા પછી એકાદ મહિનામાં જ અમે કારખાનું ઊભું કરી દીધું. મારા નાના ભાઈએ આ કામમાં પૂરો સાથ આપવા માંડ્યો. અમને આરંભમાં ભાષા ન જાણવાને કારણે થોડીક મુશ્કેલી પડી; પણ ધીમે ધીમે આ સહેલી અને મધુર ભાષા અમે શીખી ગયા.

મારા ધંધાની જ વાત કરું, તો અમે એમાં ઠીક ઠીક સફળતા મેળવી. અમારી સફળતાની ચાવી અમારી ઉદ્યોગપરાયણતામાં હતી, એમ હું માનું છું. અમારા ધંધાને વિકસાવવા માટે અમે સખતમાં

સખત પરિશ્રમ કરતા હતા. છએક મહિનામાં તો અમે ગુજરાતમાં સારું એવું સ્થાન પ્રાપ્ત કરી લીધું; પણ આ તો મારા બાહ્યજીવનની વાત થઈ. મારા આંતરજીવનમાં મેં જે શાંતિની આશા રાખી હતી, તે મને પ્રાપ્ત ન થઈ. મારું હૃદય ધર્મ તરફ ઢળતું જતું હતું; પણ એટલી જ ગતિ મારા જીવનને નહોતી મળતી. હું એ (બાઇબલ) વાંચતો અને માનતો કે તારા પાસે બે પહેરણ હોય, તો જેની પાસે ન હોય તેને એક આપી દે. તારા જમણા ગાલ ઉપર કોઈ તમાચો મારે, તો તું ડાબો ગાલ ધર. એ પિતાનું સ્મરણ કર અને આજ્ઞા ઉઠાવ-જેણે તને આ જગત આપ્યું છે. હું વાંચતો અને ચિંતન કરતો, ત્યારે અપાર શાંતિમાં ડૂબી જતો; પરંતુ મારા ધંધાને અંગે મારે દુનિયા સાથે પરિચયમાં આવવું પડતું હતું; એટલે હું જોઈ શકતો હતો, કે જગતનું વહેણ એ કરતાં તદ્દન ઊલટું જ છે. બધા ધંધાની પેઠે જ અમારા ધંધામાં પણ ચોરી, જૂઠ અને હરીફાઈ હતાં જ; પણ સૌથી વધુ આઘાત મને એક બીજી વસ્તુનો લાગવા માંડ્યો. મારા ધંધાને અંગે ચમારોની સાથે મારે બહુ કામ પડતું હતું. હું નાનપણથી ખૂબ જ આશ્ચર્યપૂર્વક જાણતો હતો, કે એમને અડવામાં હિંદુ લોકો પાપ માને છે, પરંતુ અહીં આવ્યા પછી મારા મનમાં એ વિચાર આશ્ચર્યકારક જ ન રહ્યો પણ શૂળની પેઠે ભોંકાવા લાગ્યો. હું સમજતો હતો કે મનુષ્ય માત્ર જ નહિ પણ સમસ્ત જીવસૃષ્ટિ પરમપિતાનું બાળક છે. એમાં કોઈ ઉચ્ચ ન હોય, કોઈ નીચ ન હોય; ત્યારે આ શું? બીજી બાજુ એ ચમારોમાં અને બીજા લોકોમાં મેં ગરીબાઈનાં દર્શન કરવા માંડ્યાં. જેમ જેમ એ ગરીબાઈ વધારે જોતો ગયો તેમ તેમ મારો આરામ, પૈસો ને કારખાનું ખૂંચવા લાગ્યાં. 'તારા પાસે બે પહેરણ હોય...' અને હતાં જ; 'મારે શું કરવું?' મારા મનમાં મંથન જાગ્યું.

આ જ અરસામાં અમે બંને ભાઈઓએ કામની બદલી કરી. અત્યાર સુધીમાં કારખાનાનું અને બજારનું કામ હું કરતો અને

આજુબાજુના પ્રદેશમાં ફરી સસ્તે ભાવે ચામડાં એકઠાં કરવાનું કામ એ કરતો. હવે એ કામ મારે ભાગે આવ્યું. મને થાય છે, કે એ કામ મારા ભાગે ન આવ્યું હોત, તો પરમપિતાની દીન સૃષ્ટિને હું ક્યારે જોઈ શકત? મહેનત કરતાં છતાં ભૂખ્યા પેટે સૂઈ રહેનારાં માનવીઓ વિષે હું ક્યાંથી જાણી શકત? મોંએથી ઈશ્વરનું નામ લેતા હોવા છતાં જેની આંખમાં તેજ નહિ, જેના શરીરમાં તરવરાટ નહિ, જેના જીવનમાં કશો હેતુ નહિ, એવા સજીવ પૂતળાંઓની મને ક્યારે ખબર પડત? હું ગામડાં ફરવા લાગ્યો. જે ગામડાંઓમાં કશું જ નહોતું, એવાં ગામડાંઓમાંથી મને સસ્તે ભાવે ચામડાં મળી જતાં હતાં; અને હું એમાંથી ફાયદો ઉઠાવી શકતો હતો. પણ ધીમે ધીમે મને એમાં અન્યાય અને પાપ જણાવા લાગ્યું. બે ચાર દિવસ ફરીને હું ઘેર પાછો આવતો, ત્યારે મારી ભરાયેલી છાતી ખાલી થતી; અને મારા નાનકડા ઘરની પાછળ મેં કરેલા બગીચાની માટી મારાં આંસુથી ભીંજાતી.

દિવસો ને મહિનાઓ પસાર થતા જતા હતા. દિલમાં વેદના વધતી જતી હતી. શહેરની સડક ઉપર મોટરોને દોડતી જોતો. મોટા મોટા બંગલાઓની કતાર જોતો. કામ હોય ત્યારે મિલોમાં જતો અને દોલતના ઢગના ઢગ પડ્યા હોય તે જોતો; પણ એની સાથોસાથ જ એવું એવું જોતો, કે જે મારી ઊંઘને બગાડી નાખે—મારા ચિત્તને વિષાદમય બનાવી મૂકે. હું એ પણ જોતો, કે હજારો માણસોને આમાં કશું અજુગતું લાગતું જ નથી—દુઃખીઓને પણ નથી લાગતું અને સુખીઓને પણ નથી લાગતું.

હું હજી સુધી ગાંધીજીની વિચારછાયા નીચે નહોતો આવ્યો. એમનું નામ તો મેં સાંભળ્યું હતું; પણ મને એ નામનું કશું આકર્ષણ નહોતું. ૧૯૨૧ ના દિવસોમાં કાનપુરમાં હતો ત્યારે મેં અસહકારની હિલચાલ જોઈ હતી; પણ એ તરફ મને લેશ માત્ર આકર્ષણ થયું નહોતું. હું જ નહિ પણ મારી આજુબાજુના બધા એમ

માનતા હતા અને કહેતા હતા, કે ગાંધીને સરકાર પકડીને ફાંસીએ ચડાવી દે તો સારું. મારા મન ઉપર તો તે દિવસે એવી જ છાપ હતી, કે ગાંધી આ રાજ સામેનો કોઈ બંડખોર આગેવાન છે. વાત તો એ સાચી હતી; પરંતુ એ બંડ આવું હશે, એવી મને કલ્પના પણ નહોતી. મને થાય છે, કે એ દિવસોમાં મને એ પ્રકાશ મળ્યો હોત તો? આ ગરીબાઈ જોઈ હું મૂંઝાત નહિ. મારે શું કરવું જોઈએ, એની ચિંતામાં આંસુ સારત નહિ; પણ ઈશ્વરે આપેલી શક્તિઓ વડે દુઃખ દૂર કરવામાં લાગી જાત.

મને ઘણા વખત સુધી આ રાજની ભયંકરતાની ખબર ન પડી. જેમ જેમ હું દુઃખ જોતો ગયો તેમ તેમ મને થવા લાગ્યું, કે મારે ગરીબ થવું જોઈએ; અને જેની પાસે ધન હોય તેણે દયાવાન બની આ ગરીબોને આપવું જોઈએ. મને એ ખબર તો કેટલી મોડી પડી, કે આ સરકાર પાસે ને ધનિકો પાસે ધન છે તે તો પેલા ગરીબોનું જ લૂંટી લીધેલું છે! એ ખબર ઘણી મોડી પડી એ સારું થયું. જો એ ખબર મને પહેલી પડી હોત, તો એ લૂંટનારાઓ પાસેથી એ ધન કેમ પાછું લેવું એની ચિંતામાં હું પડી જાત, અને તે દિવસે અહિંસાના રહસ્યની તેમ તાકાતની મને ખબર નહોતી એટલે હું ગમે તે માર્ગ લેવાને લલચાત. 'લલચાત' એમ શા માટે? મેં બીજા એક કિસ્સામાં એવો માર્ગ લીધો જ હતો; અને, પરિણામે, લગભગ આઠ દિવસ સુધી હું મૂગો–પથ્થર જેવો બની ગયો હતો.

અમારા કારખાનામાં કામ કરતા ચમારો ને મજૂરો ઉપર દેખરેખ રાખવા માટે જે માણસને મેં નીમ્યો હતો, તે દિલનો ખરાબ માણસ હતો. મને ખબર નહોતી, પણ એ મજૂરોની મજૂરીમાંથી પૈસા પડાવતો; એટલું જ નહિ, પણ કામ કરવા આવતી સ્ત્રીઓને પણ સતાવતો. અમારા બે ભાઈઓમાંથી કોઈનું એ તરફ લક્ષ નહોતું; એટલે એ પોતાને માર્ગે આગળ ને આગળ વધતો

જતો હતો. બે–ત્રણ વર્ષ થયાં આ માણસ અનાચાર સેવતો હતો; પણ અમને શંકા સુદ્ધાં નહોતી આવી. એક રાતે હું ફળિયામાં ખાટલો ઢાળીને ભરઊંઘમાં સૂતો હતો, ત્યારે એક ચમારે આવીને મને જગાડ્યો. રાતના બે વાગ્યા હતા; પણ ચાંદની રાત હતી એટલે એ ચમારનું મોં હું બરાબર જોઈ શકતો હતો. એ અમારો જૂનો કારીગર સવલો હતો. લગભગ પચાસ વર્ષની ઉંમરનો ખખડી ગયેલો વૃદ્ધ હતો. મારા મન ઉપર એના વિષે બહુ સારી છાપ હતી. એને હાથ જોડી આંસુ ભરી આંખે ધ્રૂજતો જોતાં હું ચમક્યો. એકદમ પથારીમાંથી બેઠા થઈ મેં એને આવવાનું અને આમ કરવાનું કારણ પૂછ્યું. ગભરાતા સ્વરે એણે મને ખબર આપ્યા, કે પેલો દુષ્ટ સવલાની એક જુવાન ભત્રીજીની પાછળ લાગ્યો છે! મારા ક્રોધનો પાર ન રહ્યો. સવલાએ મને બીજાં કિસ્સાઓની વાત પણ કરી. મારા મનમાંથી અહિંસા, દયા ને શાંતિ ક્યાં ય ચાલ્યાં ગયાં. હું ખૂણામાં પડેલો લોખંડનો જાડો સળિયો લઈ તરત જ ઊઠ્યો. સવલાએ મને ખબર આપ્યા હતા, કે અત્યારે એ મારી ઓરડીએ જ બેઠો છે. એની ઓરડી અમારા કારખાનાની હદમાં જ હતી. હું સવલા સાથે ત્યાં ગયો. મેં જોયું તો ઓરડીનાં બારણાંની બહાર ખાટલો ઢાળીને એ બીડી પીતો બેઠો હતો. એને જોતાં જ મને રોમેરોમ અગ્નિ પ્રગટી ઊઠ્યો. મેં એને કશું પૂછ્યું જ નહિ અને જોરદાર હાથે એના ફેંટો વીંટેલા માથા ઉપર સળિયો ઠોક્યો. માથા ઉપર સળિયો પડતાં જ એણે ચીસ પાડી. ફેંટો વીંખાઈ ગયો. માથામાં લોહીની ધારા છૂટી. ચીસ સાંભળીને આજુબાજુની ઓરડીના મજૂરો જાગી ગયા. હું સ્તબ્ધ બની એ સામે જોતો ક્રોધથી કંપતો ઊભો રહ્યો. થોડી વારે મારી આંખે અંધારાં આવતાં હોય એવું મને લાગ્યું. હું પાછો ફરી મારી પથારીમાં આવીને પડ્યો. સવલો મારી પાછળ આવ્યો. મેં તૂટક અવાજે એને મારા ભાઈને જગાડવાનું કહ્યું. તરત જ મારો ભાઈ આવ્યો. મેં એની સાથે બહુ વાત ન કરી;

પણ ડૉકટરને બોલાવી એની સારવાર કરવાની ભલામણ કરી હું આંખો મીંચી ગયો. મારો ભાઈ મારી વેદના સમજી ગયો. વધુ ચર્ચા કર્યા વિના ત્યાંથી ચાલતો થયો.

બીજે દિવસે મેં જાણ્યું, કે એ માણસને લગભગ એક મહિનો પથારીવશ રહેવું પડશે, અને એ પછી પણ એના મગજનું દર્દ તો કાયમ જ રહેશે. મેં એ પણ જાણ્યું, કે એના કુટુંબમાં વૃદ્ધ ડોસી સિવાય કોઈ નથી. એની સ્ત્રી પાંચેક વર્ષ પહેલાં કોઈની સાથે ભાગી ગઈ છે. આ બધી વાતોએ મારા અંતરમાં ધમસાણ મચાવ્યું. 'મેં શું કર્યું ?' અંદરથી જોરદાર પ્રશ્ન ઊઠ્યો. એનો તરત તો જવાબ ન મળી શક્યો. ધીમા ધીમા સૂરો આવવા લાગ્યાઃ 'ત્યારે શું કરવું ? એ અનાચાર કેમ સાંખી લેવાય ? એને શિક્ષા તો થવી જ જોઈએ;' પણ એ જવાબોથી શાંતિ ન થઈ. મેં બાઇબલ હાથમાં લીધું. જાણે એ વાંચવાની યોગ્યતા મેં ગુમાવી હોય એમ મને લજ્જા લાગવા માંડી. બાઇબલ મૂકી દઈ હું શૂન્યચિત્તે પડ્યો રહ્યો. મારો ભાઈ બે-ત્રણ વખત આવી ગયો. મેં એને કહ્યું, કે કારખાનામાં હમણાં રજા પળાવો. એણે મારી વાત ન માની; મને આરામ લેવાનું કહી એ ચાલ્યો ગયો. મેં આરામ લીધો. બરાબર આઠ દિવસ સુધી આરામ લીધો. એ આરામ દેહનો હતો; ચિત્ત તો અગ્નિ ઉપર ચડી ચૂક્યું હતું. હું તવાતો હતો. મારાં કૃત્ય બદલ મને પસ્તાવો થતો હતો; પણ તો પછી આવા માણસોનું શું કરવું તે મને સૂઝતું નહોતું. નાના જંતુને પણ મારવાનો અધિકાર મનુષ્યને નથી, એમ મારું હૃદય કબૂલ કરતું હતું; પણ તો પછી મૂગે મોંએ આ બધું જોયા કરવું ? હૃદય અંદરથી ના પાડતું હતું. એમાં જડતા લાગતી હતી, કાયરતા લાગતી હતી. કાંઈ સમજાતું નહોતું. મૂંઝાઇને હું પ્રાર્થના કરતો હતો; પણ પ્રકાશ મળતો નહોતો.

## ૮

અંતે હું બહાર નીકળીને કામે વળગ્યો; પણ અંતરનું ઘમસાણ ઓછું થયું નહિ. ફરીને ગામડાં ફરવા માંડ્યો; પણ તેમ તેમ ચિત્તની અશાંતિ વધવા લાગી. ગામડાંનાં અને મારી પડખે જ વસતા ચમારો ને મજૂરોનાં દુઃખો જોઈ હૃદય દ્રવવા લાગ્યું. મારાથી ન રહી શકાયું: મારા પાસે જે હતું તે જેને તેને મેં આપવા માંડ્યું. એક દિવસ ચામડાં ખરીદવા માટે ખિસ્સામાં સો રૂપિયા લઈ ગયો હતો તે વહેંચીને આવ્યો. એક દિવસ તો મારો કોટ પણ મૂકતો આવ્યો. દિવસો જતાંની સાથે આ વૃત્તિ વધવા લાગી. આ ક્રિયાથી મને સહેજ ઠંડક મળતી હતી. મારી એ ઠંડક સરખામણી કરીને તમને સમજાવું? શરીરમાં ઘારું પડ્યું હોય અને મંદ શીતળ પવનથી જે ઠંડક લાગે ને, તે પ્રકારની એ ઠંડક હતી. એથી ઘારું મટતું નહોતું; પણ એની વેદના અસહ્ય નહોતી બનતી.

મારા ભાઈને આ શાનું ગમે? થોડા દિવસો સુધી તો એ કશું ન બોલ્યો; પણ મેં જ્યારે બધું ફેંકવા જ માંડ્યું, ત્યારે એનાથી ન રહેવાયું. એક દિવસ એણે મારા પાસે આવી વિનયપૂર્વક મારી રજા માગી. મેં એને કારણ પૂછ્યું, તો એણે મને જવાબ આપ્યો: 'બધું જ સાફ થઈ જાય ત્યાર પહેલાં હું ચાલ્યો જાઉં તો સારું.' હું એના કહેવાનો મર્મ સમજ્યો. મેં એને બીજે દિવસે જવાબ આપવાનું કહી વિદાય કર્યો. મારા મનમાં વિચારો ચાલવા લાગ્યા: 'એણે શા માટે જવું જોઈએ? મારે જ જવું જોઈએ. પણ ક્યાં?...'જ્યાં ગરીબો હોય ત્યાં–એમની પેઠે જ જીવવા. પણ એટલે ક્યાં?' હું મૂંઝાવા લાગ્યો. મેં ઘણા વિચારો કર્યા, પણ મને એકે ય માર્ગ ન સૂઝ્યો. બીજે દિવસે એણે મારા પાસે જવાબ માગ્યો, ત્યારે મેં કહ્યું, કે 'તું થોડાક દિવસ થોભી જા.' એ વિનયી હતો. એણે મારી વાત કબૂલ રાખી. પણ એથી મારા મનનો ભાર ઓછો થાય એમ

નહોતું. આ વાતનું એક પરિણામ તરત જ આવ્યું. મારો હાથ પાછો પડવા લાગ્યો. કોઈને કંઈ પણ આપતી વખતે હું પારકી ચીજ આપતો હોઉં એવું મને થવા લાગ્યું.

આ વિચારમંથને મને શિથિલ બનાવવા માંડ્યો. મારું ચિત્ત કામમાં ન રહ્યું. હું બેસી રહેવા લાગ્યો. ક્યારેક પ્રાર્થના કરતો, ક્યારેક બાઇબલ વાંચતો, ક્યારેક 'ચર્ચ'માં ચાલ્યો જતો. આમ દિવસો વીતવા લાગ્યા, મારા ભાઈને મારું આ વર્તન ગમતું નહોતું; પણ એ શું કરે? એક દિવસ એણે મને કહ્યું, કે 'તમે સંપૂર્ણ શાંતિ ભોગવો, કારખાનું હું ચલાવીશ, મને એની વાત અમરથી તો રુચે એમ હતું. પણ એ મને વ્યાજબી ન લાગ્યું. મેં અંદરથી જોર કરીને કારખાનાના કામમાં રસ લેવા માંડ્યો; પણ અંદર રસનો પ્રવાહ જ બદલાઈ ગયો હતો. શરીર કામ ખેંચવા લાગ્યું. મન અંદર પછડાટો ખાવા લાગ્યું; ને એમ મારી યુવાવસ્થાના દિવસો અત્યંત ક્લેશમય પસાર થવા લાગ્યા. આ દિવસોમાં જ પિતા તરફથી મારા લગ્ન માટે બે સૂચનાઓ આવી. મેં બંને નકારી દીધી અને મારા નાનાભાઈ માટે સૂચના કરી. માતાપિતા નારાજ થયાં, રોષે ભરાયાં; પણ એમનું કશું ચાલે એમ નહોતું. આખરે, મારા નાનાભાઈનું લગ્ન થઈ ગયું.

એકવાર પ્રેમભગ્ન થઈ ગયેલો હું આખી સ્ત્રીજાતિ સામે અવિશ્વાસુ બની ગયો હતો; એમાં મારા નાનાભાઈની પત્નીએ ઉમેરો કર્યો. એના આવ્યા પછી એ મને અને મારા ભાઇને અનેક નાની-મોટી વાતોમાં સતાવવા લાગી. એની રહેણી પણ બરાબર નહોતી એવું અમે સાંભળ્યું. મારા મનમાં હવે તો એ જાતિ પ્રત્યે ઘૃણા પેદા થવા લાગી. મારો નાનો ભાઈ બિચારો દુઃખી રહેવા લાગ્યો. અમારા વચ્ચેનો સંબંધ બગડે એવો દિવસ લાવવાનો પ્રયત્નો હમેશ એની પત્ની કરતી; પણ એ દિવસ આવે એમ નહોતું. પરંતુ એ દિવસ ન આવે તો ય એમના ગૃહસંસારમાં શાંતિ થવાનો પણ સંભવ

નહોતો. અમે બંને ભાઈઓ આ પ્રશ્નમાં એટલા બધા ગૂંચવાઈ ગયા, કે કારખાનાના કામ તરફ દુર્લક્ષ થવા લાગ્યું; અને મારું પેલું મનોમંથન પણ થોડીકવાર શમી ગયું.

આ સ્થિતિમાંથી છૂટવા માટે આખરે અમે એક રસ્તો શોધી કાઢયો. એ રસ્તો સૂચવનાર મારો ભાઈ જ હતો. એણે મને કહ્યું કે હું રાજકોટમાં જઈને કારખાનું કાઢું; અને આપણે બંને એ રીતે જુદા રહીએ. કારખાના તરફની મારી મમતા ઓછી થતી જતી હતી; એટલે અહીંના કારખાનાની જવાબદારી લેવાનું મારું દિલ ન ચાલ્યું; પરંતુ આમાંથી તાત્કાલિક રસ્તો કાઢવાની બુદ્ધિથી અને ભાઈના આગ્રહથી મેં એ માર્ગ સ્વીકાર્યો. એ જે દિવસે વિદાય થયો તે દિવસે મને જે શબ્દો કહેતો ગયો તે હું કોઈ દિવસ ભૂલી શકું એમ નથી. એ મારો નાનો ભાઈ હતો, છતાં વડીલની મીઠાશથી એણે મને કહ્યું : 'તમે કારખાનું સાચવી શકશો નહિ, એમ મને ચોક્કસ લાગે છે; પણ મારા ગયા સિવાય આપણે કોઈ શાંતિ ભોગવી શકશું નહિ. મારે તમને એક વાત ખાસ કહેવી છે, કે જે દિવસે આ કારખાનું તમને છાતી ઉપરના બોજા જેવું લાગે, તે દિવસે એ છોડી દેજો; અને બીજી કોઈ બાબતની ચિંતા ન કરશો. હું રાજકોટમાં તમારું જ કારખાનું ચલાવું છું એમ માનજો. અધીં રાતે જરૂર પડે તો મને બોલાવજો.'

એ ગયો ત્યારે મારી આંખો સહેજ ભીની થઈ ગઈ. એનાં આ વચનોના જવાબમાં હું કશું જ ન બોલી શક્યો; પરંતુ મારા ચિત્તમાં મને શાંતિ જણાવા લાગી. જગતમાં નિઃસ્વાર્થ પ્રેમ છે એમ મને લાગ્યું. એના ગયા પછી મને થોડાક દિવસ સૂનું સૂનું લાગ્યું; પણ મને કોઈની પાસે રડવાની કે આશ્વાસન મેળવવાની આદત નહોતી; એટલે એ સૂનાપણામાંથી કોઈ નવા સંબંધનો જન્મ ન થયો.

એના ગયા પછી મેં કારખાનાના કામ તરફ ધ્યાન આપવા માંડયું. આ ધ્યાન આપતાં આપતાં એક દિવસ એક ભયાનક સત્ય,

જેમાં જરાયે આશ્ચર્ય પામવા જેવું નહોતું. જે હું વર્ષો થયાં જાણતો હતો, તે તરફ મારું ધ્યાન ખેંચાયું. હું જેમ ગામડાંમાંથી ચામડાંઓ લેતો તેમ શહેરનાં અને બહારનાં કતલખાનાંમાંથી પણ ચામડાં ખરીદતો હતો. આ ખરીદવામાં હું કતલખાનું નિભાવી રહ્યો છું એ સાદી વસ્તુનું ભાન મને આજ સુધી નહોતું થયું. માંસ છોડ્યા પછી હું મને અહિંસક અથવા પ્રાણીઓનો ઘાત નહિ કરનારો ગણવા લાગ્યો હતો. પરંતુ આ જ્ઞાન થયા પછી મારી આંખ ઊઘડી ગઈ. હું જબરદસ્ત માંસાહારી હતો એમ હું જોઈ શક્યો. આ માંસ હું આરોગતો નહોતો પણ કતલખાનાનાં ચામડાંની ખરદીનું પરિણામ તો એ જ આવતું હતું. આ સત્યનું મને કેમ ભાન થયું તે જણાવું.

કતલખાનામાં કામ કરતા એક મુસલમાનને હું જાણતો હતો. કામ પ્રસંગે મારે ક્યારેક એની સાથે વાત થતી, પણ મને એના પ્રત્યે અણગમો હતો. એ મૂંગાં પ્રાણીઓની કતલ કરે છે એ ખ્યાલ એને જોતાં જ મારા મનમાં ઊગી આવતો અને એનું જાડું કદાવર શરીર મને રાક્ષસ જેવું લાગતું. એની લાલ આંખો મને ખૂની જેવી લાગતી. એક દિવસ મારાથી ન રહેવાયું અને મેં એને કહ્યું : 'તું આ ધંધો છોડી દે' તુરત સામે જવાબ મળ્યો: 'કેમ, મારે બાઈડી છોકરાં નથી શું?' મેં કહ્યું. 'પણ બીજો કોઈ ધંધો શોધી લ્યો.' એણે મારા સામે આંખ સ્થિર કરીને કહ્યું: 'તમે કેમ બીજો ધંધો નથી કરતા?' હું જરા ખચકાયો. 'હું...?' મારાથી આગળ ન બોલી શકાયું. એ વાત પૂરી થઈ. મારા ઉપર વિજય ભરી નજર ફેંકી એ ચાલતો થયો. સાચે જ એનો વિજય થયો. પરાજીતની શરમથી માથું નીચું ઢાળી હું વિચારમાં પડી ગયો.

તે દિવસે સાંજે કંઈ પણ સ્પષ્ટ વિચાર કર્યા વિના હું કતલખાના તરફ ગયો. કતલખાનું બંધ થવાને એકાદ કલાકની વાર હતી. હું રજા લઈ ઝડપથી અંદર દાખલ થયો. પાંચ મિનિટથી વધુ હું અંદર ઊભો રહી શક્યો નહિ, મારી આંખે કમકમાં આવ્યાં.

માથું ફરવા લાગ્યું. હું ત્યાંથી પાછો ફરી ઘેર આવીને ઊંડા વિચારમાં ડૂબી ગયો.

હું વેપારમાં સમજતો હતો, આંકડામાં સમજતો હતો. વિચાર શરુ થતાં જ હું સમજ્યો કે ચામડાંની ખપત બંધ થાય તો આ કતલખાનાં ન નભી શકે. ત્યારે એનો ચલાવનાર કોણ? આ કતલ કરનાર કોણ? પેલો રાક્ષસ સમો જલ્લાદ કે હું? હું થથરી ઊઠું એવો સવાલ પેદા થયો. મારી જિંદગીનાં કેટલાં વર્ષો મેં આ કતલમાં ગાળ્યાં? વિચારની નવી દિશા ઊઘડતાં જ મને થવા લાગ્યું, કે જગતમાં ચાલતાં અનેક પાપો આ રીતે નભતાં હશે ને!...મારાં ચામડાં લેનાર અને એના જોડા પહેરનારનો પણ આમાં હિસ્સો ખરોને! તુરત મારા મગજમાં બીજો વિચાર જાગ્યો. 'મારા ચમારોની અને મજૂરોની ભયંકર ગરીબીનું કારણ શું હશે? કોનાં પાપનું એ પરિણામ હશે?' મને નવી દૃષ્ટિ મળતી હોય એમ હું ઊંડાં કારણોમાં ઊતરવા લાગ્યો. એક વાત મને દીવા જેવી સમજાવા લાગી કે ખૂન કરનાર એકલો જ ખૂની નથી, ગુનો કરનાર એકલો જ ગુનેગાર નથી અને મને પેલા માણસનો અને સવલાની ભત્રીજીનો કિસ્સો તાજો થયો. 'એ માણસની બૈરી ભાગી ન ગઈ હોત તો? એને ઘરનું સુખ મળ્યું હોત તો?' અને વિચારો દૂરદૂરના પ્રદેશમાં વિહરવા લાગ્યા...'પણ પણ આનો ઉપાય?' મારું માથું ફરવા લાગ્યું.

## ૯

બીજે દિવસે મેં કતલખાનાનાં ચામડાં બંધ કર્યાં. મારા ભાઈને પણ મેં એ વિષે લખ્યું, પરંતુ મારા આશ્ચર્ય વચ્ચે મેં જાણ્યું કે એ તો આ સમજતો હતો. ધંધો કરવો હોય તો બીજું શું થાય? મેં એને વધુ ન લખ્યું. પણ મેં તો એ માર્ગ છોડ્યો. મારા ધંધા ઉપર તુરત જ એની અસર થઈ. કારખાનું નફામાં ચાલતું બંધ થયું. ખોટ જવાનો પણ ભય ઊભો થયો. હું ચિંતામાં

પડ્યો. કારખાનું બંધ કરવાના વિચારો કરવા લાગ્યો. પણ લગભગ છ મહિના સુધી એ વિચારો અમલમાં ન આવ્યા. કારખાનું બંધ કરીને શું કરવું એ સૂઝતું નહોતું, એટલે જ વિલંબ થતો હતો, પણ અનેક અકસ્માતોની પેઠે મારા જીવનના એક મહાન અકસ્માત રૂપે જ જાણે '૩૦ ની લડાઈનાં પડઘમ મને સંભળાયાં.

હું અમદાવાદમાં રહેતો હતો એમ ગણાય, પણ શહેરની બહાર રહેતો હોવાના કારણે અને એ તરફ કશું જ લક્ષ ન હોવાના કારણે સામાન્ય હિલચાલોની મને ખબર જ ન પડતી. પણ ૨૬ મી જાન્યુઆરીના સ્વતંત્ર્ય-દિનની ઊજવણીએ ઘણાની પેઠે મારા—બધિરના —કાનના પડદા પણ ખોલી નાખ્યા. કંઈક અદ્ભુત બની રહ્યું છે એમ હું સમજ્યો. થાકેલું, ત્રાસેલું, તરફડતું મન એ તરફ ખેંચાયું. અને હું મારી સ્થિતિનું શી રીતે વર્ણન કરું? હું જેમ જેમ જાણતો ગયો, તેમ તેમ કોઈ નવીન દુનિયાનાં દર્શન કરતો ગયો. મારી તાજ્જુબીનો પાર ન રહ્યો. આવું દીવા જેવું હું કેમ આજ સુધી ન સમજી શક્યો એમ જ મને થઈ ગયું. મને ગરીબાઈનું કારણ સમજાયું, અનેક દુ:ખોનું અને અજ્ઞાનનું કારણ સમજાયું, મારી ઉત્પત્તિનું કારણ પણ સમજાયું. કોઈ દિવસ નહોતી અનુભવી એવી શાંત ઝણઝણાટી મેં મારા અંતરમાં અનુભવી.

બસ, પછી તો મેં કારખાનું સંકેલી લીધું. મને એમ કરવામાં જરાયે વાર ન લાગી, અને અનેક કુતૂહલથી પ્રેરાયેલા તેમ જ કંઈક કરી નાખવાને તલપાપડ થઈ રહેલા આત્માઓની પેઠે હું પણ દાંડીકૂચની રાહ જોવા લાગ્યો. દરરોજના આનંદકારી રોમાંચની વચ્ચે એ દિવસ આવી પહોંચ્યો. હજારો લાખ્ખો માનવીઓની સાથે હું પણ એ ભવ્ય યાત્રાને જોવા ઊભો રહ્યો. હું શું વાત કહું? શી રીતે વાત કહું? એ દૃશ્ય જોતાં મને ભગવાન ઈસા મસીહનું સ્મરણ થઈ આવ્યું. જાણે વધસ્તંભ ઉપર ચડવાને જતા હોય ને! એ પગલાંમાં કેટલી ઝડપ હતી! કેટલું જોમ હતું! એ આંખોમાં કેવી શાંત

જ્વાલા ઝબકતી હતી ! હું જોઈ રહ્યો. માઈલો સુધી જગતનું કોઈ મહાન આશ્ચર્ય જોતો હોઉં એમ એ અનુપમ દૃશ્ય જોઈ રહ્યો. અહિંસા શું ? અહિંસાની પ્રચંડ શક્તિ શું ? અહિંસાનું મંગલકારી જાદુ શું ? એ હું સમજ્યો. 'મને આજ જોઈતું હતું. હું આ માટે જ ઝંખતો હતો.' મારું હૃદય બોલી ઊઠ્યું—નાચી ઊઠ્યું.

પછી તો હું આવ્યો. ના, એક વાત રહી ગઈ. પેલી ભવ્ય યાત્રામાં જોડાવાને આગલે દિવસે હું ખાદીનાં કપડાં લેવા ગયો હતો. એ કપડાં લેતાં ને પહેરતાં મેં કેવી કેવી લાગણીઓ અનુભવી હતી ! સાચે જ મને એવું લાગ્યું કે આજ હું ધર્મદીક્ષા લઈ રહ્યો છું. મેં એક તકલી અને થોડીક પૂણીઓ પણ ખરીદી હતી. એ નાનકડી ને નજીવી ચીજોમાં કેટલી શક્તિ ભરી હતી !

હું છાવણીમાં આવ્યો, મારા જેવા ઘણાયે નવદીક્ષિતો ત્યાં આવ્યા હતા. આનંદ અને આપભોગનો સુગંધી વાયુ ત્યાં વાતો હતો. વેર, ઝેર, ઈર્ષા, સ્વાર્થ એ બધી જગતની કાલિમા ત્યાંથી વિદાય લઈ ગઈ હતી. કેવું મધુર વાતાવરણ હતું !

હવે શાની વાત કહું ? લડત સુધી તો હું આવી ગયો." આટલું બોલતાં જોસેફ જરા અટક્યા. પણ તુરત જ એમણે મોટેથી શરૂ કર્યું: "હજી થોડુંક કહેવાનું છે, હું આવ્યા પછી જ્ઞાન મેળવવા લાગ્યો, વિના પ્રયત્ને મને મળતું હતું. પણ જેમ જેમ હું સમજતો ગયો તેમ મારા આશ્ચર્યમાં વધારો થયો. આપણા દેશનાં દુઃખદર્દો તો હું તુરત સમજી ગયો, પણ આખું જગત દુઃખમાં ડૂબેલું છે એ સમજવામાં મને વાર લાગી. મોટાં મોટાં રાષ્ટ્રો એકબીજાને ગળી જવા માટે તલસી રહ્યાં હોય છે એ જાણીને મને ભારે આશ્ચર્ય થયું. હું મૂળ આયર્લૅન્ડનો વતની હતો છતાં એનો ઇતિહાસ હું પૂરો જાણતો નહોતો તે છાવણીના મિત્રો પાસેથી મેં સાંભળ્યો. સામ્રાજ્યોની ભૂખની અને ભયાનક સંહારની વાતો સાંભળી હું કંપી ઊઠ્યો.

'ઇસુનાં પગલાંથી પુનિત થએલી આ પૃથ્વીની આ દશા છે?' એ વિચારે મને ગભરાવી મૂકયો. 'જગત આમાંથી કયે દિવસે ઊગરશે?' મારા એક સાથીને મેં પ્રશ્ન પૂછયો, એણે મને જવાબ આપ્યો કે જે દિવસે જગતમાં તલવારને બદલે પ્રેમના રાજ્યની સ્થાપના થશે, તે દિવસે! 'એ સ્થાપના કયારે થાય?' મારા મનમાં સ્વાભાવિક રીતે જ એ પ્રશ્ન ઉદ્ભવ્યો, પણ મેં કોઇને પૂછયું નહિ. હું વિચારવા લાગ્યો. પ્રેમમૂર્તિ ઇસુનું મેં સ્મરણ કર્યું. એ વધસ્તંભ ઉપર ચડી ગયો હતો. મને પેલી દાંડીની ભવ્ય યાત્રા યાદ આવી. એ યાત્રાનું આખરી ધામ કયું હતું?

હું સમજ્યો. પ્રેમનું રાજ કેમ સ્થપાય એની મને ખબર પડી ગઈ. અને પછી મેં પ્રેમમૂર્તિ બાપુજીના આદેશોને જીવનમાં ઊતારવા માંડ્યા.

ત્રણેક મહિના પછી હું પકડાયો. સાબરમતીની સામાન્ય જેલ અને યરોડાની ત્રાસદાયક જેલમાં એક સરખી જ શાંતિ ભોગવીને હું સંધિકાળમાં છૂટ્યો. મારા જીવનમાં એ પછી મૂંઝવણ નહોતી રહી. મને પ્રકાશ મળી ગયો હતો. દુઃખ એક વાતનું હતું કે એ પ્રકાશને હું પૂરો ઝીલી શકતો નહોતો, આજે પણ ઝીલી શકતો નથી. પણ એ જ પ્રકાશ છે એ વિષે મને શંકા નથી. એ સિવાયનું બધું ઘોર અંધકાર છે એ વિષે પણ શંકા નથી રહી."

જોસેફ અટકયા કે તુરત એક મિત્રે પૂછયું; 'સ્ત્રીજાતિ પ્રત્યેની તમારી માન્યતામાં ફેર પડ્યો કે નહિ?'

"હા, પણ બહુ મોડો પડ્યો. '૩૦ની સાલમાં તો મને એ વિચાર બહુ આવેલા જ નહિ, પણ સંધિકાળમાં મેં ખાદીકામ કર્યું ત્યારે સેંકડો બહેનોના સંસર્ગમાં મારે આવવું પડયું એ પછી તો મેં પુરુષોની દગાખોરી અને વિશ્વાસઘાતના પણ અનેક કિસ્સા સાંભળ્યા. હવે મારા મનમાં કોઈ ઓછુંવત્તું નથી."

"તમને આ લડાઈમાં પૂરો વિશ્વાસ છે?"

"હા, આમાં હાર થાય તોયે મારા વિશ્વાસને આંચ આવે એવું નથી. આ માર્ગે જ જગતશાંતિ થવાની છે એવી દૃઢ પ્રતીતિ મને થઈ ગઈ છે. સંધિકાળમાં અને ત્યાર પછી વિશાળ આમ-પ્રજામાં ફરતાં ફરતાં મેં જોયું છે કે એમનાં દુઃખનો કાયમી નિકાલ આ રસ્તે જ છે."

"તમે રેંટિયાના પ્રેમી બની ગયા છો?"

"કારણ કે એ જ અહિંસક યુદ્ધનું અમોઘ શસ્ત્ર છે અને નવીન સમાજરચનાનું પ્રતીક છે. મને એમ લાગ્યું છે કે જો આપણે અહિંસક માર્ગે સ્વરાજ લેવું હોય, એ જ માર્ગે એને ટકાવવું હોય તો પ્રજાને સ્વાશ્રયી કરવી જોઇએ. પ્રજા પોતાની મેળે જ પોતાની રાજકીય, આર્થિક, સામાજિક વ્યવસ્થા કરી શકે એવી રચના ઊભી કરવી જોઇએ. એમ કરવા રેંટિયો આવશ્યક છે એટલું જ નહિ મને અનિવાર્ય પણ લાગે છે."

"હં, જોસેફ! તમે લગ્નનું શું કરવાના છો."

"થઈ ગયા છે એમ માનું છું."

અમે એકમેક સામે જોવા લાગ્યા.

"હું ગંભીરપણે કહું છું. આ જીવનમાં ન તૂટી શકે એવું લગ્ન આ પ્રવૃત્તિ સાથે મેં કરી લીધું છે. અહિંસાને આ જીવન દ્વારા પ્રગટ કરતાં કરતાં આ સફર પૂરી કરવી છે. જીવનમાં બીજી કોઈ ઇચ્છા કે આશા નથી. પ્રેમમૂર્તિ ગાંધીજીના આ મહાન પ્રયોગમાં સાધન બનવાની એક માત્ર તમન્નાથી જીવી રહ્યો છું. એ રસ જ હવે મારો જીવનરસ છે. એ જે દિવસે સુકાઈ જશે તે દિવસે હું નહિ હોઉં."

બોલવાનું પૂરું થયું. જોસેફે બેરેકની દીવાલ ઉપર માથું ટેકવ્યું અને ઊંચે જોઈ આંખો બંધ કરી. અમે એક સાચા ખ્રિસ્તીનાં દર્શન કરી પુનિત બન્યા.

# એ વૃદ્ધ પુરુષ!

## ૧

પંચોતેર વર્ષના એ વૃદ્ધ નારણ પટેલની વાત કરતાં મને એમ થાય છે, કે એના વીરત્વનો અને મૂગાં બલિદાનનો ઇતિહાસ કોણ લખશે? એને પોતાને તો ઇતિહાસને પાને ચડવાની હોંસ નથી કે ઇચ્છા પણ નથી; પરંતુ મને એમ થાય છે, કે સામ્રાજ્યોના ને સમ્રાટોના ઇતિહાસ લખનારા, મોટા સામ્રાજ્યોને ઉથલાવી નાખનાર ક્રાંતિવીરોના ઇતિહાસ લખનારા આ નારણ પટેલના જીવનને ઇતિહાસ યોગ્ય ગણે તો કેવું સારું? નારાંણ પટેલ કોઈ રાજા નથી, કોઈ શેઠિયો નથી, કોઈ મોટો જમીનદાર નથી, કોઈ વિદ્વાન કે યોગી નથી; એ તો સામાન્ય ખેડૂત છે. થોડાંક વીઘાં જમીન ઉપર પરસેવો નિતારી સુખે જારબાજરો ખાઈ શકે, એટલી એની મિલકત છે. આ દેશમાં જ્યાં કરોડો ખેડૂતો જમીન વિનાના છે અને જેનાં પેટને મૂઠી અનાજ કે જેનાં બચ્ચાંને પાવળું દૂધ નથી મળી શકતું, એ દેશમાં એ સુખી ગણાય એવો છે. એને ત્યાં ગાયભેંસનાં ઢુઝાણાં છે, સરસ મઝાની બળદની બે જોડ છે, એક જુવાનજોધ દીકરો છે, દીકરાને ઘેર પણ દીકરો છે અને ઘરમાં કુસંપનું નામનિશાન નથી. એટલે નાગાંઓની જમાત વચ્ચે લંગોટીધારી જેમ સુખી ગણાય અને ભૂખ્યાંઓની વચ્ચે એક ટંક પામનારો જેમ નસીબદાર ગણાય, એમ આખા ગામમાં નારણ પટેલની સુખી અને નસીબદાર માણસમાં ગણના થાય છે. એની સ્થિતિના અને સાલસ સ્વભાવના કારણે ગામમાં એનું માન પણ સારું છે.

આ નારણ પટેલને લડાઈમાં કોણ લઈ આવ્યું, એ પ્રશ્નનો જવાબ આપવાનું કામ કઠણ છે. આપણે બધાયની જીવનકથામાંથી એ રહસ્ય પકડવા મથીએ છીએ, કે એ લડાઈમાં શી રીતે આવી

ગયો? નારણુ પટેલના જીવનમાંથી એ રહસ્ય પકડવાનું કામ સહેલું નથી; કારણુ કે એ જીવન શાંત સરિતાના જેવું સરલ છે. એમાં તોફાન નથી, ઉકળાટ નથી, મહત્ત્વાકાંક્ષા નથી. ઊંડા ગામડાના એક ખૂણામાં એ જન્મ્યા હતા; અને ત્યાં જ સુખે સૂવા ઉપરાંત એના જીવનમાં કોઈ અભિલાષા નથી. એક સ્વભાવ એમનામાં દેખાઈ આવે છે; આ જગતમાં એનું કોઈ દુશ્મન નથી. જાણી જોઈને એમણે કોઈનું કોઈ દિવસ બૂરું કર્યું નથી. એમનું બૂરું કરનારને પણ એમણે તો માફી જ આપી છે.

આ નારણુ પટેલ ગુજરાતના એક ગામડામાં રહે છે. આજે એ ત્રણ વર્ષની સખત મજૂરી સાથેની જેલ ભોગવે છે. જેલમાં એ પાટીના દોટા ભરવાનું કે ચરખો ચલાવવાનું કામ કરે છે, ને શાંતિપૂર્વક ભજનો ગાયા કરે છે. સંધિની કે લડાઈની વાતમાં એને બહુ રસ નથી. એના મનમાં શ્રદ્ધા બેસી ગઈ છે, કે પોતે જીવનની પાછલી અવસ્થામાં ભવોભવનાં પાપ ધોવાઈ જાય એવું પુણ્યકર્મ કરી રહ્યા છે. એના દિલમાં લગીર પણ અશાંતિ નથી, રાષ્ટ્રીયતાનો ઉશ્કેરાટ પણ નથી, નવીન રચના કરવાનું જોમ પણ નથી. એકધારું જીવન ગાળતાં ગાળતાં પારસમણિ લાધી ગયો હોય એવો આનંદ છે, ને અંતરતલમાં મધુર શાંતિ છે.

એ છ મહિના પહેલાં જ પકડાયા છે. આજ સુધી સરકારે એને પકડ્યા નહોતા. સરકારી અમલદારો એમ કહે છે, કે એ વૃદ્ધ છે, એના દાંત પડી ગયા છે, એ આંખે ઓછું ભાળે છે—એ બધી વસ્તુ ધ્યાનમાં લઈને અમે એના ઉપર હાથ નથી ઉપાડતા. ગામલોકો કહે છે, કે "એ ખોટી વાત છે; સરકારે આંધળાને પણ નથી છોડ્યા. જેની પાછળ ઝૂરી ઝૂરીને મરે એવું પાંગળું કુટુંબ પડ્યું છે, એમને પણ નથી છોડ્યા." નારણુ પટેલને ન પકડવાનું કારણુ તો જુદું છે. નારણુ પટેલ આ આખા વિસ્તારમાં બહુ પ્રતિષ્ઠા પામેલા છે. એની ઓળખાણો ને સંબંધો પાર વિનાનાં છે. એના ઉપર સરકાર હાથ ઉપાડે,

તો ગામના ગામ ઉશ્કેરાઈ જાય. અને સરકારની જેલોમાં જગ્યા ન રહે. ગમે તે કારણ હોય, પણ નારણ પટેલે સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઉપર સહી કરેલી હોવા છતાં એની જમીનની મહેસૂલ ભરવાની સાફ ના પાડેલી હોવા છતાં, એ ના પછી જમીનની અને ઢોરઢાંખરની હરરાજી થઈ ગયેલી હોવા છતાં સરકારે એને પકડ્યા નહોતા. સરકારે એનો બધો માલ જપ્તીમાં લીધો હતો. એના દીકરાને કડીઓ પહેરાવીને બે વરસની ટીપી દીધી હતી. એના ઊભા પાક ઉપર એક વખત દીવાસળી મૂકી હતી, પણ નારણ પટેલને પકડ્યા નહોતા. નારાંણ પટેલ રોજ રાહ જોતા હતા; અને જેમ જેમ દિવસ વીતતા હતા, તેમ તેમ એમને જીવતરમાં એક અનુપમ લહાવો લેવાનો વસવસો રહી જતો હોય એમ અકળાતા હતા.

આખરે એક દિવસ આવી પહોંચ્યો, જ્યારે આખા દેશમાં લડાઈનું પૂર ઊતરતું હતું, જ્યારે સરકાર વિજયનો નાદ કરી શકતી હતી, જ્યારે મુખી, પટેલ, તલાટી, જમાદાર, ફોજદાર ઘણા દિવસ સુધી નીચાં રાખેલાં માથાંને અક્કડ રાખી, મૂછ ઉપર વળ દઈ શકતા હતા, જ્યારે નારણ પટેલનું ગામ સ્મશાન જેવું લાગતું હતું, જ્યારે એ ગામમાં એકેય માણસ છાતી કાઢીને ચાલનારો રહ્યો નહોતો. એવા હતા તે જેલમાં બેઠા હતા, એવા દેખાતા હતા તે સંતાઈ ગયા હતા અને એવા નહોતા તે ઊગતા સૂરજને પૂજવા લાગ્યા હતા. આવા સમયે નારણ પટેલ પકડાયા અને એક દેશી ન્યાયાધીશે ત્રણ વરસની સખત કેદની સજા ફટકારી. ન્યાયાધીશે એની વૃદ્ધ ઉંમર તરફ શા માટે ન જોયું, એની નમી જતી આંખો તરફ શા માટે નજર ન રાખી વગેરે પ્રશ્નો નકામા છે; કારણ કે નારણ પટેલનો ગુનો ભયંકર હતો. એ માણસ ઊતરતાં પૂરને પાછાં વાળવાને મથી રહ્યો હતો. ઠરી જતા તણખાઓ એકઠા કરી ફરીને ભડકો કરવા ઇચ્છતો હતો.

આ નારણ પટેલ છે કોણ? એ ક્યાં જન્મ્યો છે? એનાં માબાપ

કોણ છે? એનામાં સ્વતંત્રતાનાં ખમીર અને જ્ઞાન ક્યાંથી આવ્યાં? આ માયાજાળમાંથી એ બહાર શી રીતે નીકળી શક્યો?

એ જન્મ્યો હતો એનાં જેવાં જ માબાપને ઘેર. હા, તે દિવસે એને ત્યાં જમીન વધારે હતી, આવક પણ વધારે હતી. બે વસ્તુઓ ઓછી હતી: એક દુષ્કાળ અને બીજી મહેસૂલ, પણ એ વસ્તુઓ ઓછી હતી; માટે જ જમીન અને કમાણી વધારે હતાં. ગામમાં ને આજુ-બાજુનાં ગામમાં એના બાપ માતબર ખેડૂત ગણાતા. સ્વામીનારાયણના ભગત હતા. ચોરી ન કરવી ને જૂઠું ન આચરવું એવાં એનાં વ્રતો હતાં. નિશાળનું ભણતર નહોતું. ગામમાં નિશાળ જ નહોતી; પણ એક સાધુ પાસે નારણને થોડુંક ભણાવ્યો હતો. નારણ નાનપણ-થી જ ચકોર હતો. ભણવામાં એને વાર નહોતી લાગતી. સ્વભાવે પણ એ તરવરિયો હતો, કામમાં એ ઝડપથી આગળ વધતો હતો. પિતા ભક્ત ન હોત અથવા નારણ બીજે ઊછર્યો હોત, તો કેવો થાત એ ભગવાન જાણે; પણ પિતાની છાયા નીચે એના દિલમાં ધર્મના સંસ્કારો પડતા ગયા. એ સંસ્કારને લઈ એ માયાળુ, સાચા-બોલો ને નિખાલસ બન્યો. એનો ધંધો મહેનતનો હતો; એટલે એને જૂઠું બોલવાના પ્રસંગો ઓછા આવતા હતા. એ મહેનતનો ચોર નહોતો, તેમ એને રોટલાની ચિંતા નહોતી; એટલે એ રીતે પણ સચ્ચાઈ રાખવાનું એને સહેલું હતું.

નારણ આઠ વરસનો થયો, ત્યાર પહેલાં એને પરણાવી દીધો હતો. શા માટે નાનપણમાં પરણાવી દીધો, એવો તમને પ્રશ્ન થશે; પણ મેં તમને કહ્યું, કે નારણ, એના બાપા અને એવા કરોડો લોકો જીવનનૌકા ઉપર પોતાનાં શઢસુકાન નથી રાખતા, હલેસાં પણ નથી રાખતા; ચાલુ પ્રવાહ ઉપર એની નૌકા ચાલતી હોય છે.

નારણ મોટો થતો ગયો. એના બાપ જેવો જ થશે એમ આજુબાજુના લોક બોલવા લાગ્યા. નારણ વીસ વરસનો થયો, ત્યારે બાપાની ઉંમર સાઠ વરસની થઈ હતી. એમને અચાનક માંદગી

આવી અને એ સિધાવી ગયા. નારણ ઉપર ઘરનો ભાર આવી પડ્યો. નારણ કુશળ હતો, ઘરભાર ઉપાડવામાં એને મુશ્કેલી ન આવી; એ અને એની વહુ સાથોસાથ કામ કરતાં હતાં. તેઓ અકસ્માતથી જોડાયાં હતાં; પણ એકબીજાને અનુકૂળ હતાં. એમનું સંસારજીવન આનંદમય હતું.

## ૨

આ નારણ પટેલના જીવનનાં પચાસ વરસના ઇતિહાસમાં મારે કહેવા જેવું કાંઈ નથી. એ ય બિચારા કહે છે, કે 'અમે તો ઢોરની પેઠે જીવતાં હતાં. ખાવું, પીવું ને સૂવું, એ સિવાય અમને કશી ગતાગમ નથી. અમારી કોઠીમાંથી દાણા ઓછા થતા જતા હતા, જમીનમાંથી રસકસ ઘટતા હતા, નવા નવા કરવેરા આવતા હતા, પણ અમને કાંઈ ખબર પડતી નહોતી. કયારેક અમે અકળાતા હતા, પણ કાંઈ સમજીએ નહિ એટલે સમસમીને બેસી રહેતા હતા. અમારું જીવતર અમારા ફળિયામાં બાંધેલાં ગાયભેંસ ને બળદ કરતાં સારું નહોતું.' નારણ પટેલની આ વાત કેટલી હદ સુધી માનવી, એ આપણી મરજીની વાત છે; પણ એમનાં પચાસ વરસના લાંબા જીવનમાં આપણા દિલમાં રોજ ને રોજ ઊછળે છે એવી એક પણ લાગણી નહોતી ઉદ્દભવી. પોતાના ગામને અને આજુબાજુનાં ગામને એ જાણતા હતા. અમદાવાદ જેવું એક મોટું શહેર છે, એમ એમણે સાંભળ્યું હતું. ત્યાં સુધીની એમની પૃથ્વીમર્યાદા હતી. બે અક્ષર લખતાવાંચતાં આવડતા હતા, પણ એનો કશો ઉપયોગ નહોતો. કોઈક વખત ધર્મપુસ્તક કે ભજન વાંચવામાં એ જ્ઞાન કામમાં આવતું હતું.

એ ભલા હતા, પ્રેમાળ હતા. આડોશીપાડોશીની સેવાચાકરીનો પ્રસંગ આવે ત્યારે પોતાના કુટુંબીજનની ચાકરી કરતા હોય, એટલી મમતાથી સેવા કરતા હતા. આ ઉપરાંત કંઈ કરવાનું છે, એવું એમને સ્વપ્નું ય નહોતું. એમના પ્રેમજીવનની વાતમાં પણ કશું કહેવા જેવું

નથી. એ બંને સુખી અને પરસ્પર સંતોષી હતાં; એટલું જ એમની વાત ઉપરથી જણાય છે. એમનાં બે બાળકો ઈશ્વરે ઉપાડી લીધાં, ત્યારે પણ એણે 'હરિ–ઇચ્છા' કરીને જ સંતોષ વાળ્યો.

૧૯૧૭ની સાલ ! નારણ પટેલને સાઠ વરસ થઈ ગયાં હતાં. નજીકના ખેડા જિલ્લામાં સત્યાગ્રહનાં મંડાણ થતાં હતાં; એ વાત વાયુવેગે આખા ગુજરાતમાં પ્રસરતી જતી હતી. નારણ પટેલને વાત સમજવામાં વાર ન લાગી. એણે દુકાળ જોયા હતા. પોતાની સ્થિતિ તો ઠીક હતી; પણ બીજા ખેડૂતોને કટકે કટકે મરતાં જોયા હતા. ખાવામાં અનાજનાં સાંસાં હોય, તો ય મહેસૂલ ભરવાની વાત ને વિગત એ જાણતા હતા. એમના હૃદયમાં આ નવી વાતે ટાઢક આપી, એને થવા લાગ્યું કે સાચું કહે છે; આપણા પાસે ન હોય તો ક્યાંથી આપીએ ?...કાયદામાં જ ના લખી છે, તો શેના આપીએ? એમણે દૂર રહ્યાં રહ્યાં સત્યાગ્રહની વાતો સાંભળ્યા કરી. થોડા મહિના પહેલાં (હોમરૂલ) સ્વરાજ્ય વાળા એના ગામમાં ભાષણ કરવા આવ્યા હતા; પણ નારણ પટેલ એમાં કાંઈ સમજ્યા નહોતા. આ આખી વાતને એ વગર ભાષણે સમજી ગયા; એ વાત એની પોતાની હતી. જે ધરતી ઉપર પચાસ પચાસ વરસ ગાળ્યાં હતાં; એ ધરતીની હતી. આ વાતમાં એના રોટલાનો ને ઓટલાનો, બૈરીનો ને બાળકોનો સ્વાર્થ હતો.

ખેડા જિલ્લામાં આખરે ખેડૂતની વાત સાચી ઠરી, એથી નારણ પટેલને અપાર આનંદ થયો. ઊંડે ઊંડે એમ થવા લાગ્યું, કે કો'ક દિ' મારે ય આવો વખત નહિ આવે? તે દિવસે એમને ખબર નહોતી. ખેડા જિલ્લામાં જે તેજ દેખાયું હતું, તે તો એક પ્રચંડ શક્તિનો ઝબકારો માત્ર હતો; એ નારણ પટેલ ક્યાંથી સમજે? આપણે પણ ક્યાં સમજતા હતા? અરે, આ અરધી દુનિયાને દબાવી બેઠેલી સરકાર પણ ક્યાં સમજતી હતી?

જીવનનાં સાઠ વર્ષ પૂરાં કર્યાં. પછી જ નારણ પટેલનું સાચું

જીવન શરૂ થયું. જેને જીવન કહી શકીએ, જે પ્રવાહિત હોય, જે આગળ વધતું હોય, જે ખાડાટેકરાનો સામનો કરતાં કાં તો ચૂરા થતું હોય, અથવા એની ઉપરવટ થઈને ચાલ્યું જતું હોય; એવું જીવન તો સાઠ વર્ષ પછી જ શરૂ થયું. એમનું જ શા માટે? આખા દેશનું એવું નથી બન્યું? ૧૮૫૭માં એક જીવન પૂરું થયું. એના અવશેષો હતા તે ધીમે ધીમે જાણે કે નાશ પામ્યા. અંદર જે તત્ત્વ હતું તે વાતાવરણમાં ભળી ગયું. દેશે નવો અવતાર લેવા માંડ્યો. એ અવતારની ઉંમર પણ નારણ પટેલના જેવડી જ હતી. ત્યાં લગી એ પણ ઘોર અંધારામાં અહીંથી તહીં અથડાતો હતો. એક પુરુષે મુર્દા જેવા નારણ પટેલ ઉપર સંજીવની છાંટી અને અહીંતહીં અથડાતા એ રાષ્ટ્રીયતાના અવતારને પ્રેરણા ને પ્રકાશ આપ્યાં; અને એ ક્ષણથી જ દેશમાં નવા યુગનો આરંભ થયો. નારણ પટેલ એ નવા યુગનાં કિરણો ઝીલતાં ઝીલતાં જીવનની પાછલી અવસ્થાનો પ્રવાસ કરવા લાગ્યા.

૩

જલિયાંવાલા બાગની કતલે ને ખિલાફતના પ્રશ્ને આ નિર્જીવ લાગતા રાષ્ટ્ર ઉપર પ્રગતિનું જે પ્રચંડ મોજું ફેરવ્યું, તેમાંથી નારણ પટેલ બાદ ન રહી શક્યા. એ કંઈક નવું ને નવું જોવા લાગ્યા; પ્રથમ તો 'સ્વરાજ્ય'–શબ્દ સાંભળીને જ એમને આશ્ચર્ય થવા લાગ્યું, પણ ધીમે ધીમે એમનું હૈયું ઊઘડવા લાગ્યું, જ્ઞાન ઝીલવાની અંદર તત્પરતા દેખાવા લાગી. પ્રથમ એમને એમ થયેલું, કે આ બધું ભણેલા લોકોની વાતો છે; પછી એમને સમજાયું, કે આ તો ધરતીના રસકસની ને જારબાજરાની વાત છે. પહેલાં એ એમ સમજ્યા, કે રાજા સામે લડાઈ કરી એને ગાદીએથી ઊડાડી મૂકવો છે; પણ પછી એ સમજ્યા કે ના, ના આ તો આપણું છે એ જ પાછું લેવાનું છે. પહેલાં એમને થયું, કે હવે ધિંગાણું થશે ને લોહીની

નદીઓ વહેશે; પણ તરત એમને ખબર પડી, કે આ તો લોહી વિનાની લડાઈ છે.

હજારો ને લાખો ખેડૂતોની પેઠે નારણ પટેલ અસહકાર યુગની તૈયારી નિહાળવા લાગ્યા. શાંતિપૂર્વક જીવન ગાળતા નિત્યના રોગી મનુષ્યને કોઈ ઉપચાર બતાવે અને પોતાના શરીરમાં એને રોગો દેખાવા માંડે, તેવું ખેડૂતોનું થવા લાગ્યું. નારણ પટેલ પણ ક્યારેક સ્તબ્ધ બની વિચારતા, કે આજ લગી આપણને આ દુઃખની ખબર જ કેમ ન પડી? આપણે તો ભગવાનને દોષ દઈને લમણે હાથ મૂકી બેસી રહેતા. આવી ખબર હોત, તો પહેલેથી જ કંઈક ન કરત?

એક વખત એના ગામમાં નવા યુગનો સ્થાપનાર એ પુરુષવર આવ્યો, ત્યારે નારણ પટેલ પાણી પાણી થઈ ગયા. એમણે ગાંધીજીના પગ પકડી લીધા. ગાંધીજીએ એમના હાથ છોડાવી લઈને આખા હિંદુસ્તાનને લાગુ પડેલા રોગનું નિદાન આપ્યું અને ઉપાય બતાવ્યો. ગાંધીજી ગયા, પણ નારણ પટેલે બીજે દિવસે પોતાના મોટા ફળિયામાં આખા ગામને ભેગું કરીને કહ્યું: 'આંખ ઉઘાડો ને જુઓ, કે આપણા ગામમાં કેટકેટલા રોગ પેસી ગયા છે?' અને નારણ પટેલે ગઈ કાલે ગાંધીજીએ ગણાવેલા રોગો ગણી બતાવ્યા: 'ફેન્સી કાપડ, ખાંડ, ચા—એટલા તો બહારથી આવેલા; અને આભડછેટ, કુસંપ કાયરતા—એ હાડના રોગો.' એમના બોલવાની લોકો ઉપર કેવી અસર થઈ, એનું આપણને કામ નથી; પણ નારણ પટેલ રંગાઈ ગયા. એમને કંઈક મળી ગયું હોય—વર્ષોની ભક્તિ પછી ભગવાને કોઈ અણમૂલ ભેટ આપી હોય, એવો એમને આનંદ થવા લાગ્યો.

એ ૧૯૨૧ ના દિવસો! આપણે ત્યારે બાળકો હતા. નારણ પટેલ પણ ત્યારે બાળક જ હતા—એવી જ એમનામાં જિજ્ઞાસા હતી, અને નવીન પ્રવાહને અનુકૂળ પોતાની જીવનનૌકાને મૂકવાની ઇચ્છા હતી. એમણે સૌના પહેલાં મેડીએથી રેંટિયા ઉતાર્યા. સૌથી પહેલાં ખાદી પહેરી અને સૌથી પહેલાં એમણે ઢેડને સત્કાર્યા. આશ્ચર્યની

વાત તો એ હતી, કે એમનાં પત્નીએ પણ એમાં વાંધો ન લીધો. જરા ગણતરીબાજ થઈ ગયેલો ત્રીસ વરસનો રઘુ જલદી અનુકૂળ ન થયો; પણ ધીમે ધીમે એ પણ રંગાવા લાગ્યો.

બારડોલીમાં સત્યાગ્રહનો ઘંટારવ થયો. નારણ પટેલ બારડોલીના નહોતા; એટલે એમને થયું, કે આપણાં પુણ્ય ઓછાં, નહિ તો સતનાં પહેલાં પગલાં અહીં ન થાય? છતાં એમણે આશા રાખી, કે એ પગલાં પોતાને ત્યાં પણ આવશે. એમની એ આશા ઘણી મોડી પાર પડી; પણ જ્યારે પાર પડી, ત્યારે માણસનું હૃદય હર્ષ અને સંતોષથી પુલકિત થઈ જાય એટલા શુદ્ધ અને ઉન્નત સ્વરૂપમાં પાર પડી.

૧૯૨૧ની સાલ પસાર થઈ. આખા દેશે કોઈ નવા જ જીવનમાં ઝુકાવી દીધું હતું. કોઈ જાણતું નહોતું, કે શું થશે? શાંત પ્રવાહમાં રાક્ષસી લોઢ ઊછળવા લાગ્યા હતા. તપોમૂર્તિ ગાંધીજી એ દિવસોમાં તો 'જડતાની ઝાડીઓ' બાળીને ખાખ કરનાર દાવાનળ સમા લાગતા હતા. નારણ પટેલ–એ વર્ષ પહેલાંનો એક સીધો, સાદો, ભલો, ભોળો ખેડૂત–એ દાવાનળની સમીપ જઈને અગ્નિનું પાન કરતો હોય એમ અંતરથી મસ્ત બનતો જતો હતો.

એને શી મહત્ત્વાકાંક્ષા હતી? એ પોતે જાણતો નહોતો. એના સંસર્ગમાં આવનાર હું પણ નથી જાણતો. એ કોઈ કોઈ વખત બોલતો, કે "જીવતર સાર્થક થશે. આપણા નસીબ ક્યાંથી કે આવા આત્માનો સાથ પામીએ?" અને કોઈક વખત–માત્ર કોઈક જ વખત કહેતો, કે "હવે લોક જાગી જશે ને પછી દુનિયામાં કોઈ દિ' કોઈ એને દુઃખી નહિ કરી શકે. લોક સમજતાં જાય છે." મને થાય છે, કે સત્યાગ્રહનું–અહિંસક યુદ્ધનું–પરમ રહસ્ય આ ડોસો સમજી ગયો હતો. એ આમાં દૂર દૂરના ભાવિનો વિચાર પણ કરી શકતો હતો. આવા નારણ પટેલને ભાન નહોતું; ને તેથી પણ એ એક અનાસક્ત યોદ્ધો છે, એમ મારું મન કહ્યા કરે છે.

બારડોલી–સત્યાગ્રહનું મોજું ય દશ્ય પરિણામ લાવ્યા વિના

પસાર થઈ ગયું. ધીમે ધીમે ગંગાનાં નીર ઓસરવાં લાગ્યાં. આખા સમાજ ઉપર એક ઘેરી છાપ મૂકીને જાણે કોઈ ભવ્ય કલ્પના અદૃશ્ય થઈ ગઈ. આ ઘેરી છાપમાં નારણ પટેલનું જીવન આવી જતું હતું. એમના હૃદયમાં દીવો પ્રકટી ચૂક્યો હતો. સમાજમાં બીજો કોઈ ઉલ્કાપાત ન જાગે ત્યાં સુધી એ દીવો બુઝાવાનો સંભવ નહોતો.

સત્યાગ્રહ બંધ રહ્યા પછી ગાંધીજી જેલમાં ગયા; અને વાતાવરણ ઠંડું પડવા લાગ્યું; પણ સત્યાગ્રહ પહેલાંની સ્મશાનશાંતિ તો પાછી આવી જ નહિ. અગ્નિ ઉપર રાખ વળી ગઈ હોય એવી સ્થિતિ હતી; અંદર નારણ પટેલ જેવી કંઈક ચિનગારીઓ પડેલી હતી, જે કશા ય પ્રયત્ન વિના પોતાનું સ્વરૂપ વિકસાવતી હતી; અને કોઈક દિવસ એ અગ્નિનું રૂપ લઈ લેશે, એવો સત્તાધારીઓને ભય બતાવતી હતી.

નારણ પટેલની ખેડ કોઈ દિવસ અટકી જ નહોતી; એટલે એને નવો ધંધો શરૂ કરવાપણું નહોતું, તેમ નવી કોઈ યોજના પણ વિચારવાની નહોતી. એમણે ઊધું ઘાલીને ખેડ કરવા માંડી; પણ મનમાં કંઈક પેસી ગયું હતું તે બહાર નીકળવા મથી રહ્યું હતું. ધીમે ધીમે એ બહાર નીકળવા લાગ્યું. ગામલોકો સાથે વાતો કરતાં કરતાં રાજનાં દુઃખની કથા કહ્યા વિના એ રહી શકતા નહોતા; અને જીવનના કોઈ ને કોઈ પ્રદેશમાં સુધારો કર્યા વિના એને જંપ વળતો નહોતો.

દિવસો, મહિનાઓ, વર્ષો પસાર થવા લાગ્યાં. નારણ પટેલનું હળ એ ખેતરમાં કેટલી ય મુસાફરી કરી ચૂક્યું. ૧૯૨૮ની બારડોલીની લડાઈ આભમાં ગાજવા લાગી. ઠંડા પડતા જતા નારણ પટેલની નસોમાં ફરી પાછું લોહી ધમધમવા લાગ્યું. પ્રથમ તો એ સમજ્યા, કે આ લડાઈ ૧૯૨૨ જેવી છે; પણ એમને થોડા વખતમાં ખબર પડી, કે આ લડાઈ તો ૧૯૧૭ના ખેડા–સત્યાગ્રહ જેવી છે. એમનો ઉત્સાહ સહેજ ઓછો થઈ ગયો; પણ રસપૂર્વક ત્યાંની વાતો સાંભળવા લાગ્યા.

લડાઈ આગળ વધતી જતી હતી. સરદારની અગ્નિરસ સમી વાણીની પત્રિકાઓ નારણ પટેલના ગામમાં વંચાતી હતી. એ વાંચતાં, સાંભળતાં એમનાં રૂંવાડાં ઊભાં થઈ જતાં હતાં. આજ લગી હળ ખેંચતાં ખેંચતાં એમને એમ થતું હતું, કે આપણે તો મજૂરી કરવાને જ જન્મ્યા છીએ. આપણે તો ઊજળા લોકને દાણા આપવા ને એમના પગરખાં આગળ બેસવું. હવે એમને થવા લાગ્યું, કે પૃથ્વીના સાચા માલિક તો આપણે છીએ; આપણે મોટા માંધાતાથી પણ શા માટે દબાવું જોઈએ? ગુજરાતના અનેક ખેડૂતોની પેઠે એમને પણ સમજાવા લાગ્યું, કે આવડી મોટી રાજસત્તા તો આપણા ઉપર જ નભેલી છે. આપણે જ એ બધાને દાણો પૂરીએ છીએ.

સરદારની વાણીએ અને બારડોલીના દરરોજ આવતા સમાચારે એમને એવા રંગી દીધા, કે એક વખત જોઈ આવવાની ઇચ્છા થઈ. એ જવા તૈયાર થયા; એટલે એમની સાથે ગામના બીજા આઠ પટેલો પણ જવા નીકળ્યા. નારણ પટેલને મન આ પ્રવાસ યાત્રા સમો હતો. મનમાં એક પ્રકારની ગંભીરતા છવાતી જતી હતી, અને શાંત વહી જતા જીવનમાં કંઈક આવતું હોય એવું ભાસતું હતું.

એ બધા બારડોલી આવ્યા, ત્યારે બારડોલીની પ્રજાને સરકાર તરફનો આખરી હુકમ મળી ગયો હતો. ચૌદ દિવસમાં કાં તો સરકારને શરણે જવાનું હતું, અને કાં તો સર્વનાશ માટે તૈયાર થવાનું હતું. નારણ પટેલે બારડોલીમાં પગ મૂકતાં જ ધગધગતા લાવારસ જેવું એક ભાષણ સાંભળ્યું. એમના કાનમાં એ શબ્દો પહોંચ્યાઃ "જોઈએ તો ખરા તમારી બંદૂકની ગોળીઓને! અમારાં છોકરાં એનાથી રમશે. અમને પણ ખબર પડશે, કે અમારી મહેસૂલના પૈસાનું શું થાય છે!" નારણ પટેલે આ શબ્દો સાંભળતાં એક ઝણઝણાટી અનુભવી. એ હજુ શાંતિ ન પામે ત્યાં એમણે સાંભળ્યું: "એમ ને એમ વરસાદ નથી આવતો. સૂર્ય ભગવાન ધરતી ઉપર આગ વરસાવે છે. પગ મૂકતાં આપણી ચામડી ઊતરી જાય છે. આખી ધરતી

જ્યારે બળું બળું કરે છે, ત્યારે ઇશ્વરની કૃપા વરસે છે. આપણે એવો તાપ સહન કર્યો છે? આપણે બળું બળું થઈએ છીએ?" નારણ પટેલની આંખો ફાટી રહી. એ સ્થિર ચિત્ત બની સાંભળી રહ્યા: "યાદ રાખજો, કે જીવનમરણની ચાવી તો એકલો ઇશ્વર લઈ બેઠો છે. સતના નામ ઉપર મરવાનું આવે તો કાયર ન થજો; અને ભૂલી જશો મા, કે તમે ખેતરમાં બી વાવો છો તે સડીને મરી જાય છે, ત્યારે જ અનાજ પાકે છે ને આખી દુનિયા જીવતી રહે છે; આપણે બી બનીને મરી જવાનું ને દુનિયાને જિવાડવાની છે." નારણ પટેલથી વધુ ન સંભળાયું. સભા ચાલતી હતી અને એના સંગાથીઓ બેઠા હતા છતાં એ ઊઠ્યા; એમના શરીરમાં એક પ્રકારની ધ્રુજારી આવવા લાગી. એ દૂર ઊભા રહીને ત્યાં એકઠા થયેલા પોતાના જેવા ખેડૂતસમુદાયને જોવા લાગ્યા.

બીજે દિવસે એમણે ફરવા માંડ્યું. ગામેગામ થાણાં નાખીને બેઠેલા સત્યાગ્રહીઓને એમણે વંદન કર્યાં; લોકોની સાથે ભળી જઈ એમની વાતો સાંભળી. નારણ પટેલને સિત્તેર વરસે થવા લાગ્યું, કે જીવતરમાં માણસ જાણે તો કાંઈક છે તો ખરું. કંઈ કંઈ ભાથું ભરી, એ બારડોલીથી પોતાને ગામ આવ્યા. ગામે આવ્યા પછી એમણે જાણ્યું, કે બારડોલીના ખેડૂતોનો જય થયો.

૪

૧૯૨૯ની સાલ રચનાત્મક કામની અને ભાવિ–મહાસંગ્રામની તૈયારીની સાલ. એ સાલમાં નારણ પટેલના ગામમાં ઘણા ઘણા આગેવાનો આવી ગયા. નારણ પટેલને ખબર નહોતી; પણ ધીમે ધીમે એમનું નામ આજુબાજુના પ્રદેશમાં પ્રસિદ્ધિમાં આવતું હતું. ગુજરાતના આગેવાનો એમની તરફ આશાની નજરે જોતા હતા અને દિલમાં વિશ્વાસ સેવતા હતા, કે મહાસભાની હાકલનો જવાબ આ ગામ જરૂર આપશે.

૧૯૩૦ની સાલ આવી ! આ વરસમાં શું થશે તે કોઈ જાણતું નહોતું; પણ કંઈક થશે એવો સૌને વિશ્વાસ હતો. નારણ પટેલ એ દિવસોમાં કહેતા હતા, કે મને તો મનમાં થયા કરે છે કે એ સમો–જેની હું વાટ જોઇને જીવી રહ્યો છું–એ આવી પહોંચ્યો લાગે છે. એ ડોસાની વાત કેટલી સાચી હતી ? અનેક ઝંખતાં હૈયાં જેની રાહ જોતાં હતાં, તે સમય ઘોડાપૂરના વેગે આવતો હતો. અનેક પેઠે નારણ પટેલ એ સમયને અધીન થવાની તૈયારી કરવા લાગ્યા. એમણે પોતાનાં સ્ત્રી અને પુત્રને બોલાવીને કહ્યું: "જુઓ, હવે પાછું વળીને નહિ જોવાય. તમારે મારી સાથે ન રહેવું હોય, તો અત્યારથી ના કહી દો." બંનેમાંથી કોઈએ ના ન પાડી. નારણ પટેલને એના રઘુ માટે થોડીક શંકા હતી; એટલે એને ફરીને પૂછ્યું: 'જો રઘુ, પછી કહીશ મા, કે મારા બાપે મને ઘરબાર વિનાનો કર્યો; મારાથી હવે નહિ રહેવાય, હું તો બળતામાં કૂદી પડીશ.' રઘુએ નિશ્ચલ અવાજે જવાબ આપ્યો: "હું તમારી પહેલાં છું." આમ નારણ પટેલનું કુટુંબ તૈયાર થઈને બેઠું.

પણ નારણ પટેલના શરીર ઉપર એક અવદશા બેઠી. ૧૯૩૦ ની શરૂઆતમાં જ એ માંદા પડ્યા. આંખની પીડા પણ શરૂ થઈ. એને મનમાં વેદના થવા લાગી: "ભગવાન આમ ને આમ તો નહિ ઉપાડી લ્યે ?" નારણ પટેલની એ દિવસની એક જ ઝંખના હતી, કે ગમે તે રીતે જીવાય તો સારું. પંચોતેર વરસની જિંદગીનું ફળ એમને મેળવવું હતું. લાંબી સફરને અંતે બલિદાનની સૌંદર્યભૂમિમાં એમની નૌકાને લંગર નાખવું હતું; પણ જીવનસાગર તોફાને ચડ્યો. હાજર રહેલાઓ સાક્ષી પૂરે છે, કે નારણ પટેલ ચોધાર આંસુએ રડી પડતા અને મોટેથી પરમાત્માને કહેતા: "હે ભગવાન ! મારાં બધાં ધરમ–પુણ્યને તું લઈ લે, પણ મને એક વરસ જીવવા દે. મેં એવાં તે શાં પાપ કર્યાં છે, કે સતની લડાઈમાંથી તું મને વંચિત રાખે છે ? મને મરવાની બીક નથી; પણ મને આમ કૂતરાંની જેમ ન

માર. હું આખી જિંદગી ઢોર હતો, હવે માણુસ થયો છું; તો માણુસને શોભે એમ મરવા દે." આવા ભાવાર્થની એ પ્રાર્થના કર્યાં કરતા. ઈશ્વરે એમની પ્રાર્થના સાંભળી હોય એમ લાગ્યું. બે મહિના પછી એમનું શરીર વળવા લાગ્યું; હરતાંફરતાં તો વાર લાગી, પણ એમને વિશ્વાસ બેઠો કે પોતે જીવશે, અને માણુસને શોભે એ રીતે મરી શકશે.

૫

૧૯૩૦ની સાલનો માર્ચ મહિનો બેઠો, ત્યારે નારણ પટેલનું શરીર હરતુંફરતું થઈ ગયું હતું. હવામાં જે ચેતના ઊડતી હતી, તે પણ એમને સાજા કરવામાં મદદ કરતી હતી. એમણે બધી તૈયારી તો કરી લીધી હતી; એટલે યજ્ઞના હુતાશનની રાહ જ જોતા હતા. આખરે એ દિવસ આવી પહોંચ્યો. સાબરમતીના કાંઠેથી કૂચ શરૂ થઈ. એ પગલાંના પડઘા આખા દેશમાં સંભળાયા. કોઈએ કહ્યું નહોતું, છતાં ગામડામાં એ દિવસનો ઉત્સવ ઉજવાવા લાગ્યો. નારણ પટેલે તે દિવસે ગામના ચોરા ઉપર ત્રિરંગી વાવટો ફરકાવ્યો; અને ઠાકોરજીની સમક્ષ પ્રતિજ્ઞા કરી, કે આ વાવટાને અણુનમ રાખવા માટે મારાં ઘરબાર, બાલબચ્ચાં કે જાનમાલ—જેની જરૂર પડશે તે— હસતે મોંએ આપી દઈશ. આ પ્રતિજ્ઞા ઉચ્ચારનાર એક સામાન્ય ખેડૂત છે, એમ સમજીને ઈશ્વરે એનું મૂલ્ય ઓછું નહિ આંકયું હોય એમ હું માનું છું. એ પ્રતિજ્ઞા ઉચ્ચારનારના હૃદયમાં રાજપૂતોના જેવું જ એક ખમીર હતું, અને પ્રભુને પ્રાપ્ત કરવા ખાતર હાડકાં ગાળી દેતા ભક્તોના જેવી જ ઉત્કંઠા હતી; એમ નજીકના ભવિષ્યમાં સાબિત થઈ ગયું.

ચપટી મીઠાની લડાઈ શરૂ થઈ. નારણ પટેલ બોખા મોંએ બોલવા લાગ્યા, કે "આપણામાં મીઠું છે કે નહિ એનું પરખુ પારખું

લઈ રિયો છે.” એમનામાં તો મીઠું હતું જ; કારણ કે એમના આખા ઘરે બિનજકાતી મીઠું પકવ્યું અને કાયદાનો ભંગ કર્યો; પણ સરકારનો કાયદો એમ જલદી ભાંગે એવો નહોતો. એ તો નમાલા માણસના સ્વમાન જેવો હતો. ફરી ફરીને ઘા ન પડે ત્યાં સુધી એ સ્વમાન જાગે નહિ અને એ કાયદો ભાંગે નહિ.

મીઠાના સત્યાગ્રહની સાથોસાથ સભા, સરઘસો, પ્રભાતફેરીઓ ને ધ્વજવંદનો થવા લાગ્યાં. ગામેગામ સૈનિકોની ટુકડીઓ ફરવા લાગી. યુદ્ધનાં ગીતોથી આકાશ ગાજવા લાગ્યું. જુગજૂનાં બંધનો જાણે તૂટતાં હોય ને કોઈ વિરાટ આત્મા બંધનમુક્ત થતો હોય એવું વાતાવરણ વ્યાપી ગયું. નાનાં બાળકો નાની ઝંડીઓ ફેરવવા લાગ્યાં ને ગાવા લાગ્યાં. વૃદ્ધો આશ્ચર્યભરી આંખે જોવા લાગ્યા અને છેવટે જોડાવા લાગ્યા. સ્ત્રીઓએ આંખને અને આત્માને રૂંધી રહેલા પડદાઓ ચીરીને આવવા માંડયું, અને જુવાનોની તો એ ધર્મભૂમિ હતી; એટલે એ તો સૌની મોખરે આવીને ઊભા રહ્યા. આ સંઘમાં નાતજાતના ભેદ નહોતા, ગરીબતવંગરના ભેદ નહોતા, ભણેલા ને અભણના ભેદ નહોતા, અને સાજા ને માંદાના, બાળક ને બુઢ્ઢાના, સ્ત્રીના કે પુરુષના પણ ભેદ નહોતા; એક ત્રિરંગી છત્ર નીચે બધાં એકઠાં મળીને લલકારતાં હતાં: ‘યહ સર જાવે તો જાવે...’ અને આભનાં પડ ગાજી ઊઠતાં હતાં, અને ધરણીના માલિક બનેલાઓ ધ્રૂજી ઊઠતા હતા.

જેની પળેપળમાં નવસર્જનનો ઇતિહાસ ભર્યો હતો, એવા દિવસો પસાર થવા લાગ્યા; અબોલ અને જડ જેવી લાગતી પ્રજાની અંદર કેટલી તાકાત પડી હોય છે, તેનાં ક્ષણે ક્ષણે દર્શન થવા લાગ્યાં. ગાઢ અંધારાંને ભેદીને સ્વાતંત્ર્યની કિરણાવલિ ફૂટવા લાગી. માનવજાતિ નવો અવતાર લેતી હોય એમ માનવીનાં મન અને બુદ્ધિ બદલાયાં, ભાવના અને ભક્તિ બદલાયાં, સ્વાર્થો ને સાહસો બદલાયાં. જાણે પૃથ્વી નવા સાજ સજવાની તૈયારી કરતી હોય એમ પાંત્રીસ

કરોડ માણસોને પોતાની છાતી ઉપર રમાડતી ભારતમાતાએ યજ્ઞના પવિત્ર અગ્નિરંગનો સાળુ ઓઢી લીધો.

નારણ પટેલ વૃદ્ધ હતા, સિત્તેર વટાવી ગયા હતા, દાંત ખખડી ગયા હતા. છેલ્લી માંદગીએ હાડકાંને ભાંગી નાખ્યાં હતાં, ચામડી જરા લબડી ગઈ હતી, આંખમાં ઝાંખપ આવી ગઈ હતી; પણ અંતરમાં–જીવનમાં નહોતાં દીઠાં એવાં ચેતનાનાં ઝરણાં ફૂટી નીકળ્યાં હતાં. **શરીરે** એ વૃદ્ધ હતા ને બનતા જતા હતા; **મને** એ કિશોર હતા ને જુવાન થતા જતા હતા.

બે ત્રણ મહિના સુધી તો આ ભરતીનો વેગ એટલો બળવાન થતો ગયો, કે નિરાશાવાદીઓને પણ લાગવા માંડ્યું, કે આ પ્રચંડ પ્રવાહમાં દોઢસો વર્ષના ઊંડા પાયા નાખેલી સલ્તનત તણાઈ જશે; પણ એ માન્યતા ખોટી પડી. સત્તાએ પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રકટ કર્યું. ગાંધીજી પકડાયા, નેતાઓ પકડાયા, સેંકડો ને હજારો સૈનિકો પકડાયા; પરંતુ એટલેથી ભરતી અટકી નહિ. નેતાઓની જગ્યાએ સૈનિકો આવીને ઊભા રહ્યા. હજારો ગયા ત્યાં લાખો આવીને ખડા થયા. સરકારે એનું સુકાન બદલાવ્યું. દંડ, જપ્તી ને લાઠીમાર: હવે નારણ પટેલનો વારો આવ્યો. આજ સુધી એમને કશું નહોતું થયું. હવે એમનો રઘુ પકડાયો, એને છ મહિનાની સજા અને એક હજાર રૂપિયાનો દંડ થયો. રઘુએ હસતે મોંએ પાંચ હજારની વાડી ઉપર ટાંચ આવવા દીધી. એના ઘરનું એક માનવી આ બનાવથી દુભાયું; પણ એ નારણ પટેલનો ઉત્સાહ જોઈ સમસમીને બેસી રહ્યું. પૂરા પંદર દિવસ ન થયા, ત્યાં નારણ પટેલ પકડાયા; ને બીજે જ દિવસે એમનો સો રૂપિયા દંડ થયો. ફળિયામાં બાંધેલી બે ભેંસો ને એક ગાય જપ્તીમાં ગયાં. નારણ પટેલ હસતા હતા. અંદરના ઓરડાના બારણામાં ઊભું ઊભું એક માનવી રડતું હતું.

ગાયભેંસની જપ્તીની એ રાતે ગામ શાંતિમાં સૂતું હોય એવું લાગતું હતું. આકાશમાં કૃષ્ણપક્ષને લઈ તારાઓની મિજલસ મળી

હતી. નારણ પટેલના ઘરમાં દીવો બળતો હતો. બન્ને માણસ ઊંડા વિચારમાં પોતપોતાના ખાટલા ઉપર બેઠાં હતાં. નારણ પટેલનો દિવસનો ઉલ્લાસ અત્યારે મોઢા ઉપર નહોતો. ચિંતાથી એમનું મોં ઝાંખું પડી ગયું હતુ, ઢીલી આંખો વધુ ઢીલી પડી ગઈ. એક લાંબો શ્વાસ લઈ એમણે ઊંચું જોયું અને સામે બેઠેલી રઘુની બાને કહ્યું:

'મેં તમને પે'લેથી નો'તું કીધું?'

'પણ મને આટલી બધી ખબર નો'તી. મેં માન્યું 'તું, કે જેલમાં જાવું પડશે ને બઉ બઉ તો માર ખાવો પડશે.'

'પણ મેં તો કીધું 'તું, કે ઘરબાર સળગી જાશે, ને જાનનો ય ભરુંસો નઈં રિયે.'

રઘુની મા મૂંગી રહી.

'કેમ બોલતાં નથી? બોલો, આમાં કાંઈ ખોટું છે? મેં રઘુને ય કીધું 'તું, કે પછી મને આળ નો ચડાવે.'

'પણ દૂઝણાં વિના હવે......'

'કાંઈ નઈ, દૂધ વેચાતું લેશું, ઈયે નઈ મળે તઈ એમ ને એમ ખાશું. હજારું લોક એમ નભવે જ છે ને!'

'પણ આજ ઢોર લઈ ગયા, કાલ ઘર ખાલી કરાવશે.'

'ઘર નઈ, આ ખોળિયું ય ખાલી કરાવશે. મેં તો પે'લેથી તમને ચોખ્ખું કઈ દીધું'તું.'

'પણ મારાથી એ સહન નઈ થાય.'

'તો હું આ ઘર ને ગામ છોડીને હાલતો થાઉં. છેટેના કો'ક ગામમાં જઈને મારાથી થાશે ઈ કરીશ.'

પટલાણી ન બોલી શક્યાં. દીવાના અજવાળામાં એમણે નારણ પટેલની અર્ધ ઊઘડેલી આંખો જોઈ.

'શું વિચાર કરો છો?'

'મારે એવું કાંઈ નથી કરવું.'

'તો આંસુ નઈ પડાય. આ ભગવાનનું કામ છે, ઈ હસતાં હસતાં થાવું જોઈ.' નારણ પટેલ જરા અટકીને બોલ્યા: 'જુઓ, રઘુ ગ્યો છે ને આપણેય જાવું પડશે, આ વઉ છે ને, એનેય ઘરે નઈ રેવા દ્યે. ખોરડાં હરરાજ થઈ જશે ને બાકી રહી ઈ જમીનેય પડતર રે'શે. બોલો, તમથી એ બધું ખમાશે?'

'હા.' ધીમો અવાજ આવ્યો.

'એમ નઈ; પછી, કહું છું કે આંસુ નઈ પડાય. ઈ બધું રાજીપે કરવું પડશે. એના ઉપર આંસુ પડે, એટલે બધું ધોવાઈ જાય.'

'નઈ પડે.' ખોખરા કંઠમાંથી અવાજ આવ્યો.

'તો સારું. ભગવાનનું નામ લઈને હવે સૂઈ જાવ.'

નારણ પટેલે પથારીમાં લંબાવ્યું. એની એ રાત ભારે મથામણમાં ગઈ. રઘુની બા સૂઈ ગયાં હતાં; છતાં બે ત્રણ વખત પથારીમાં ઊંચા થઈને એમણે જોયું.

## ૫

નારણ પટેલને ઘણી આશા હતી, અને પૂરેપૂરી તૈયારી હતી; પણ એમની મુરાદ બર ન આવી. '૩૦ની લડત પૂરી થઈ ત્યાં સુધીમાં એમના ઉપર વધુ કશું ન બન્યું. સંધિ થયા પહેલાં એક મહિને રઘુ છૂટીને આવ્યો. એ આવ્યો ત્યારે વાતાવરણ ઠંડું પડતું જતું હતું અને હવામાં સમાધાનની વાતો હતી. નારણ પટેલથી આ પલટાયેલી હવાનો ભેદ સમજાતો નહોતો, પણ જે થતું હશે તે સારું જ થતું હશે; એમ માની મનમાં આવે તે કર્યા કરતા હતા.

સંધિ થઈ, આખા દેશ ઉપર વિજયની સુરખી છવાઈ ગઈ. પરાધીન ભારતના ઇતિહાસમાં આવો પ્રસંગ આ પહેલો જ હતો.

લોકોમાં આત્મભાન પ્રકટ્યું. પ્રજાશક્તિ એ અમોઘ શક્તિ છે, એમ માણસોને લાગવા માંડ્યું. ભલે નિઃશસ્ત્ર હોય પણ આખી પ્રજા જો રાજસત્તાનો ઇનકાર કરે, તો ભલભલા મુગટધારીને પણ નમવું પડે; એ ગાંધીજીની વાણીમાં શંકાશીલોને પણ તથ્ય જણાવા લાગ્યું. નારણ પટેલ સંધિમાંથી એટલું સમજ્યા, કે સરકાર ને ગાંધીજી વચ્ચે સુલેહ થઈ; હવે નવા કાયદા થશે. એમની સમજણ ખોટી નહોતી; પરંતુ એ સુલેહનો ઉપયોગ નવા કાયદાઓ ઘડવામાં નહિ, પણ નવા ઓર્ડિનન્સો—ફતવાઓ—ઘડવામાં થયો. ગાંધીજી ગોળમેજીમાં ગયા ત્યાર પછી દેશમાં બનતા બનાવો નારણ પટેલના સાંભળવામાં આવતા હતા. લડાઈ પડેલાંનાં અસ્પૃશ્ય જેવાં ગામડાંઓ હવે બીજાં ગામડાંઓ સાથે ને શહેરો સાથે સંધાઈ ગયાં હતાં. બે–ચાર દિવસે કોઈ ને કોઈ નવો માણસ ત્યાં આવી જતો હતો. નારણ પટેલમાં સમજણ તો હતી, એટલે આ બધી વાતો ઉપરથી અને પોતાનો દંડ કે વાડી પાછાં નહોતાં મળ્યાં એ ઉપરથી તેઓ એટલું સમજી ગયા, કે વળી પાછું દંગલ જાગશે; અને જેવું નારણ પટેલ અસ્પષ્ટ સમજતા હતા તેવું દેશના નાયકો સ્પષ્ટપણે સમજતા હતા.

સંધિ તૂટી અને ફરી યુદ્ધના વાવટા ફરક્યા. આ વખતની લડાઈનો રંગ શરૂઆતથી જ જુદો હતો. એક બાજુ બચાવ જેવી સ્થિતિ હતી; કેવળ સ્વમાન અને દેશની આબરૂ માટેની લડાઈ હતી. બીજી બાજુ આક્રમણ હતું અને જાગ્રત થતી શક્તિઓને છૂંદી નાખવાની તૈયારી હતી. નારણ પટેલ આ નવો રંગ પારખી ગયા. એમણે જોયું, કે ગામમાં છાવણીઓ ન નખાઈ; એમણે જોયું, કે સભા–સરઘસની બંધી થઈ ગઈ; એમણે જોયું, કે મોટા મોટા બધા ય જેલમાં જઈને બેઠા. 'હવે શું કરવું?' નારણ પટેલના મનમાં સવાલ ઊભો થયો. સલાહ આપનાર કોઈ નહિ, પૂછવા ક્યાં જવું તેની ખબર નહોતી. એકાદ બે દિવસ તો એ મૂંઝાયા. ગામમાં એમ ને એમ ઊભા રહેતાં એમને શરમ લાગવા માંડી. એક રાતે એમણે

રઘુને પૂછ્યું. રઘુ પણ મનમાં એ જ ઘોડા ઘડતો હતો. છ મહિનાની જેલ કાપી આવ્યા પછી અને અનેક રાજકેદીઓનો સંસર્ગ સેવ્યા પછી, એ નારણ પટેલના નામને શોભાવે એવો થઈ ગયો હતો. એણે તરત જવાબ આપ્યો: 'આપણે મહેસૂલ દેવું નઈ અને ઘર ઉપર વાવટો ચડાવી દેવો.' નારણ પટેલને એની સૂચના પસંદ પડી.

બીજે દિવસે રઘુએ બીજા ખેડૂતોને પણ આ વાત કરી; અને પાંચ દિવસ પછી દાંડીકૂચનો દિવસ આવ્યો ત્યારે બસો ઘરના એ ગામડામાં પચાસ જેટલાં ખોરડાં ઉપર ત્રિરંગી ઝંડો ફરકવા લાગ્યો. ગામને પાદર ત્રણચાર પોલીસનું થાણું હતું, તે ચમક્યા; એમાંથી બે ગામમાં આવ્યા અને બે બાજુના મોટા ગામમાં જમાદારને ખબર આપવા દોડ્યા. અર્ધા કલાકમાં એક ખટારા સાથે પોલીસ-પાર્ટી આવી પહોંચી. ખોરડા ઉપર ચડી ચડીને ઝંડા ઊતરવા માંડ્યા. એક બે જગ્યાએ ઘરધણીએ આનાકાની કરી; એટલે એમને પકડ્યા અને મારી અટકમાં લીધા. થોડી વારમાં નારણ પટેલનો વારો આવ્યો. નારણ પટેલ અને એનો રઘુ બારણામાં આવીને ઊભા રહ્યા. જમાદારે આવતાંની સાથે જ રઘુના ગાલ ઉપર તમાચો ખેંચી કાઢ્યો. રઘુની આંખ ને મોં લાલ થઈ ગયાં; પણ એ કશું બોલ્યા વિના ત્યાં સ્થિર ઊભો રહ્યો. જમાદારે પોલીસને ઇશારો કર્યો. ચાર પોલીસો એને વળગ્યા. રઘુને એક બાજુ ઢસરડીને પકડી રાખ્યો. બે પોલીસે નારણ પટેલને પકડ્યા. નારણ પટેલે રાડ પાડી: 'વાવટો નઈ ઊતરે.' વીસ-બાવીસ વરસના એક જુવાન પોલીસે એક હાથ નારણ પટેલના મોં ઉપર મૂક્યો અને બીજે હાથે એમના માથામાં મુક્કો માર્યો. રઘુની આંખ લાલચોળ બની ગઈ. દૂર ઊભેલા ટોળામાં પણ ઉશ્કેરાટ પેદા થયો. જમાદારની એ તરફ નજર ગઈ. એ સમજી ગયો. એણે પોલીસને હુકમ કર્યો, કે 'બંનેને થાણા ઉપર લઈ જાવ.' નારણ પટેલ અને રઘુ ફરફરતા ઝંડા સામે જોઈ પોલીસ સાથે થાણા તરફ ગયા.

બાપદીકરો થાણા ઉપર જઈને બેઠા. બંનેએ માન્યું કે હવે સજા થશે, દંડ થશે અને જપ્તી થશે–અંતરની ઇચ્છા આજ પૂરી થશે; પણ ઇચ્છા થોડી અધૂરી રહી. બધાં ઘરો ઉપરના ઝંડા ઉતારી લઈને જમાદાર પોલીસ–ટુકડી સાથે થાણે આવ્યા કે તરત એમણે રઘુ સિવાય બધાયને છોડી મૂકવાનો હુકમ કર્યો. છૂટનાર બધા નારાજ હતા. નારણ પટેલ સૌથી વધુ નારાજ હતા; પણ એનો કોઈ પાસે ઉપાય નહોતો.

રઘુને કચેરીએ લઈ ગયા. ત્યાં એને બે વરસની સખ્ત મજૂરી સાથેની સજા થઈ. બે હજાર રૂપિયા દંડ થયો. નારણ પટેલને આ સમાચાર મળ્યા, ત્યારે એ ઘડીક સ્તબ્ધ બની ગયા. બે હજારના દંડમાં એમનું બધું જ ડૂલ થઈ જશે, એટલું એ સમજી ગયા. 'આ કરતાં મોત ભલું!' એમ મનમાં થવા લાગ્યું; પણ તરત એમણે મન પાછું વાળી લીધું. 'એને ઠીક લાગે એમ કરે. લડાઈમાં આપણાથી કેમ કે'વાય કે અહીં જ ઘા કર.' છાતી કઠણ કરીને આ કારમો ઘા ઝીલવા એ તત્પર થયા.

રઘુ જેલમાં તરત ચાલ્યો ગયો, પણ એક મહિના સુધી કોઈ દંડ વસૂલ કરવા ન આવ્યું. નારણ પટેલ દરેક પળે એમ ધારતા હતા કે હમણાં આવશે; પણ રોજ એ નિરાશ થતા. આ સ્થિતિ એમને અકળાવનારી લાગી. એમના મનમાં થવા લાગ્યું, કે આ કરતાં અમે બધાં ય પકડાઈ જઈએ તો કેવું સારું? ભલે પાછળથી બધું ખેદાનમેદાન કરી નાખે! પણ જેલમાંથી એના રઘુનો સંદેશો આવ્યો, કે તમારે આ અવસ્થાએ જેલમાં આવવાનું ન હોય; સામે ચાલીને આવશો મા! ઘેર રહી રેંટિયો ફેરવજો ને ઈશ્વરનું ભજન કરજો. નારણ પટેલને આ સંદેશો ન ગમ્યો; પણ માથે ચડાવ્યા વિના છૂટકો નહોતો. એ સંદેશા પછી એમના મનનો ઉલ્લાસ ઓછો થઈ ગયો. આખો દિવસ ગમગીનીમાં પસાર થવા લાગ્યો. આનંદનું

એક સાધન રઘુનો ત્રણ વરસનો દીકરો હતો. એને આખો દિવસ એ રમાડ્યા કરતા.

મહેસૂલના ભરણાનો વખત તો વહેલો વીતી ગયો હતો. નોટિસો પણ આવી ગઈ હતી. બીજા દસબાર ખેડૂતોની સાથે નારણ પટેલે નોટિસોના કટકા કરી નાખ્યા હતા અને ખેતર જમીનમાં જવાના રાહ જોતા હતા. આખરે એ વખત આવી પહોંચ્યો. ખાલસાની નોટિસ મળી એનેય નારણ પટેલે ફાડી ફેંકી દીધી. આ બધાથી એમના મનમાં થોડોક આનંદ પેદા થયો. પોતે કાંઈક કરી રહ્યા છે એવો સંતોષ થયો.

જમીનનો ખાલસા થઈ ગઈ ત્યાર પછી પે'લા બે હજાર રૂપિયાનો દંડ વસૂલ કરવાનું મુહૂર્ત આવ્યું. બાકી ઘર રહ્યું હતું–ઘરનો સામાન અને ઘરેણાં રહ્યાં હતાં. નારણ પટેલ જપ્તી–અમલદારને જોતાં જ એક બાજુ ઊભા રહ્યા. રઘુની બાને અને વહુનેય બહાર નીકળી જવાનું કહી દીધું. જપ્તીદારોને કશું ગણવાનું નહોતું; એમણે લબાચા ઉપાડી ઉપાડીને બહાર ફેંકવા માંડ્યા. થોડાંક હાંડલાં ને વાસણ–કપડાં સિવાય ઘર સાફ કર્યું. નારણ પટેલ શાંત મુખે ઘરમાં દાખલ થયા. રઘુની બાએ ના પાડી હતી છતાં એની આંખમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં. ઘરમાં ચાકળા–ચંદરવા ઢાંકેલી ભીંતો ઉજ્જડ બની ગઈ હતી. પટારાઓની હાર ઊપડી ગઈ હતી. વાસણની માંડ ખાલી પડી હતી. ફળિયામાં ઢોર તો હતાં જ નહિ. રઘુની બા ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. નારણ પટેલે જોયું કે કઠણ છાતીની રઘુની વહુ પણ ડૂસકાં ભરી રહી હતી. નારણ પટેલ એમની સામે જોતા ઘડીક વાર ઊભા રહ્યા. કાંઈ ખબર ન પડી; પણ હૃદય મૂંઝાવા લાગ્યું. કંઈક ગૂંગળામણ થતી હોય એમ છાતી જાણે કે ભરાઈ ગઈ. એમને થયું કે કદાચ રડી પડાશે. પગ પાસે રઘુનો દીકરો રમતો રમતો તોફાન કરતો હતો; તેના સામે જોઈ મૂંઝવણને ટાળવા માટે પ્રયત્ન કર્યો, પણ એમાં ન ફાવ્યા. છેવટે એ છોકરાને લઈ બહાર જવાનું

યોગ્ય લાગ્યું. દીકરાના દીકરાને લઈ નારણ પટેલ બહાર નીકળ્યા.

આજ એમના જીવનમાં કંઈક અદ્ભુત બનવાનું હોય એવું એમને થયા કરતું હતું. શું હશે તે કાંઈ સમજાતું નહોતું. પળે પળે મૂંઝવણ વધતી જતી હતી. રઘુના છોકરાને રમાડવા માટે ખોટું ખોટું હસતા હતા; પણ એથી સાચું હાસ્ય આવતું નહોતું.

ચાલતા ચાલતા ચોરા પાસે આવ્યા. ચોરો ઉજ્જડ હતો. સાંજ પડવા આવી હતી; પણ ચોરા પાસે કોઈ જ નહોતું. નારણ પટેલની નજર સામેથી આવતા મુખી ઉપર પડી. એ મુખી જ એમને મન સરકાર હતો, એટલે એનું મોં ન જોવા સારુ એમણે આડું જોયું. જે બાજુ જોયું એ બાજુથી એક ચીભડાં વેચનારી બાઈ આવતી હતી. બાઈએ ચીભડાંની બૂમ પાડી અને રઘુના દીકરાએ હાથ લાંબો કર્યો. નારણ પટેલે એ નાનકડો હાથ પાછો વાળ્યો અને એ ભુલાવવા માટે શેરીમાં દોડતા કૂતરા તરફ આંગળી ચીંધી; પણ રઘુનો દીકરો માન્યો નહિ. એણે રડવા માંડયું. નારણ પટેલ અકળાયા. એના ગજવામાં તો એકે ય પૈસો ન હતો. ઘેર પણ રોકડો પૈસો ન હતો. એણે ચીભડાંવાળીને ઊભી રાખી અને ઘેર આવી દાણા લઈ જવા કહ્યું. પેલો મુખી નારણ પટેલની લગોલગ આવી ગયો હતો. એ જરા હસ્યો અને એણે ખિસ્સામાંથી બે પૈસા કાઢી ચીભડાંવાળીના હાથમાં મૂકયા. નારણ પટેલ એના સામે જોઈ રહ્યા. હાથમાં રહેલું ચીભડું નીચે પડી ગયું અને ફસકાઈ પડયું. મુખીએ પેલી બાઈના સૂંડલામાંથી બીજું ચીભડું લઈ હસતાં હસતાં નારણ પટેલની સામે ધર્યું: 'લ્યો, લ્યો, કાંઈ વાંધો નઈં, સઉના સમા આવે છે.' મુખીએ માર્મિક વાણી ઉચ્ચારી.

નારણ પટેલ એક અક્ષર ન બોલી શકયા. રઘુના દીકરાએ ચીભડું લેવા હાથ લાંબો કર્યો, તે એમણે જોરથી પાછો ખેંચી લીધો; અને મૂંગે મોંએ ચાલવા માંડયું. મુખીએ પાછળ ખોંખારો

ખાધો. નારણ પટેલ અટક્યા. એની આંખમાં પાણી ધસી આવ્યાં. રઘુના છોકરાએ ચીભડાં માટે મોટેથી રડવા માંડ્યું. પેલો મુખી ત્યાં ઊભો ઊભો જોવા લાગ્યો. નારણ પટેલે હાથના ઇશારાથી એને પાસે બોલાવ્યોઃ

'એક મે'રબાની કરશો?'

મુખીએ હસીને હા પાડી.

'ભેટમાં છરી હોય તો આંઈ બેસી દેશો?' નારણ પટેલ છાતી ઉપર હાથ મૂકીને બોલ્યા. મુખી ગંભીર બની ગયો. 'શું કામ ઘા ઉપર મીઠું ભભરાવો છો?' બોલીને નારણ પટેલે ચાલવા માંડ્યું. મુખી મૂંગે મોંએ જોઈ રહ્યો.

આ કરુણ પ્રસંગના ખબર જેલમાં રઘુને પહોંચ્યા—કાંઈક જુદી રીતે પહોંચ્યા. રઘુની શાંતિ લૂંટાઈ ગઈ. એણે ત્યાં સાંભળ્યું કે આમ બન્યા પછી બાપા ઢીલા પડી ગયા છે ને મહેસૂલ ભરી દેવા તૈયાર થયા છે. રઘુએ પ્રથમ તો આ ખબર ન માન્યા; પણ આખો પ્રસંગ સાંભળ્યા પછી એને લાગ્યું, કે રાણો પ્રતાપેય એક વખત ઢીલો પડી ગયો હતો. રઘુના અંતરમાં વેદના જાગી. 'અમારું આજ લગીનું બધું ધૂળધાણી થઈ જાશે. ઊજળા નામને માથે કાળું ધાબું લાગી જશે.' એમ રઘુને થવા લાગ્યું. એણે નારણ પટેલને એક કાગળ લખ્યો. એ કાગળમાં દિલની વેદના ઠાલવી, અને પગે પડીને વિનતિ કરી, કે મારે મરવું પડે એવું નો કરજો. ઈ કર્યાં પછી તમેય પસ્તાશો ને તમને જીવવું ભારે થઈ પડશે. જેટલું આવે એટલું દુઃખ સહન કરજો. રાણા પ્રતાપને માથે કેટલાં દુઃખ પડ્યાં'તાં? એ ઢીલો પડી ગયો હતો; પણ છેવટની ઘડીએ એણે ટેક નો'તી છોડી. રઘુ રાણા પ્રતાપનો ઇતિહાસ જાણતો હતો; એટલે એની ટેક યાદ કરી એણે નારણ પટેલને બચાવવાનો પ્રયાસ કર્યો.

આ કાગળ કોઈ છૂટેલા કેદી મારફત નારણ પટેલને મળ્યો,

ત્યારે એમના આશ્ચર્યનો પાર ન રહ્યો. હવે એમનાથી ન રહેવાયું. એણે રઘુને કહેવડાવ્યું, કે "તારી પાસે આવી છે ઈ વાત સાવ ખોટી છે. મારા ઉપર આભ તૂટી પડે તોય એવું નો થાય, એનો તું વિશ્વાસ રાખજે. હવે મારાથી આંઈ રે'વાતું નથી. ઘરમાં દાણા ખૂટ્યા છે. તારી વઉ ને તારી બાને પારકાં કામ કરવાનો વખત આવ્યો છે. મારાથી આ જોવાતું નથી, હું આઠ દિ' પછી પકડાઈને તારી પાસે આવું છું. તું મને ના પાડીશ મા. હું મારા હારે તારી બાને અને તારી વઉને ય લેતો આવીશ. આપણાં નસીબ પાધરાં હશે તો ઈય જેલમાં આવીને બેસશે; પછી ઘરનું ને ખેતરનું જે થવાનું હોય ઈ થાય. હા, આપણા ઊભા પાક ઉપર દીવાસળી મુકાણી છે; પણ મને એનું દુઃખ નથી. આપણા મલક સારુ મારા હાથે જ દીવાસળી મૂકવી પડે તો ય શું? તું મૂંઝાઈશ મા. રાણો પરતાપ એક ફેરે ઢીલો પડ્યો'તો; પણ મારે તો મારા જીવતરમાં એટલો ડાઘે ય નથી આવવા દેવો. ને હું ક્યાં મારા સ્વારથ સારુ કરું છું? આ ક્યાં કોઈના સ્વારથની લડાઈ છે? આ તો આખી વસતિની લડાઈ છે. સૌના સ્વારથની લડાઈ છે. મારે ક્યાં મેવાડ લેવું છે? મારે ક્યાં રાજા થાવું છે? મારે તો સતની લડાઈમાં આ આયખું પૂરું કરી જીવતરનું સાર્થક કરવું છે. ભાઈ રઘુ! આઠ દિ' પછી અમે ત્યાં આવી પહોંચશું."

અને બીજે દિવસથી નારણ પટેલે ગામમાં કોઈ સાચેસાચ જીવતું માણસ રહ્યું હોય તો એને જગાડવાનો પ્રયત્ન કર્યો. જેના જેના ઉપર એમને આશા હતી એ બધા ઘર ફરી આવ્યા; પણ એ ઊતરતા પૂરમાં આવવા માટે કોઈ તૈયાર ન થયું. પોલીસને ખબર પડવા માંડી કે આ ડોસો ફરીને અગ્નિ પ્રકટાવવા મથી રહ્યો છે. પોલીસે એમના ઉપર દેખરેખ રાખવા માંડી; પણ દેખરેખ રાખવાપણું હતું જ નહિ. આઠ દિવસ પછી 'ધરાસણાદિન' આવ્યો. નારણ પટેલ, એમની વહુ અને દીકરા–વહુ સાથે યાત્રાએ જવાને

સામદા થયા. સવારના આઠેક વાગે લગભગ એક હજાર માણુસની વસતિવાળા એ ગામનાં ત્રણુ-ના ચાર કારણુ કે રઘુનો નાનો છોકરો પણુ સાથે હતો—માણુસોનું ઝંડા ફરકાવતું સરઘસ નીકળ્યું. પોલીસો એમની રાહ જ જોતા હતા. એ બધાંને પકડી લીધાં અને હાથમાંના ઝંડાઓ ઝૂંટવી લેવામાં આવ્યા.

નારણુ પટેલ પોતાના ભાગ્યને ધન્યવાદ દેવા લાગ્યા. સૌથી મોટો આનંદ તો એમના મનમાં એ હતો, કે એમની વહુ અને દીકરા-વહુને પણુ પકડી લીધાં હતાં. એ મનમાં ઈશ્વરનો અને પોલીસનો આભાર માનવા લાગ્યા.

બે દિવસ પછી કેસ ચાલ્યો. નારણુ પટેલને ત્રણુ વરસની સખ્ત મજૂરીની અને સાસુવહુને છ છ મહિનાની સજા થઈ. રઘુના છોકરાને વગર સજાએ જેલમાં લઈ જવાની છૂટ મળી.

આમ આ આખું કુટુંબ તુરંગમાં જઈ ને બેઠું.

આ ડોસાના દીકરાને હું નથી ઓળખતો. એની વહુ કે દીકરા-વહુને પણુ મેં નથી જોયાં; પરંતુ એ ડોસાને ઓળખું છું—બરાબર ઓળખું છું. આંખે ઝાંખવાળો, જેલનું એક વરસ ભોગવ્યાથી જેના પગ ધીમા ધીમા પડે છે એવો એ ડોસો વજ્રની છાતી ધરાવે છે. એના મનમાં કોઈ નો ભય નથી, એને કોઈ વાતની તમા નથી. મને હમેશ થયા કરે છે, કે આ ડોસાને જિવાડનારું પ્રેરક બળ કયું હશે? સાચે જ, એનું જીવન જાણુતો હોવા છતાં એ પ્રેરક બળ વિષે હું કશું જ નથી જાણુતો. આ કથામાંથી તમે કોઈ શોધી શકો તો શોધી કાઢજો.

# આશાને અજવાળે

## ૧

એનું નામ રમણુલાલ. જ્યારે જીવનકથા કહેવા માટે એનું નામ બોલાયું ત્યારે અમારામાંના ઘણાને ભારે આશ્ચર્ય થયું. રમણુ-લાલને છેલ્લાં બે વર્ષથી અમે સારી રીતે પિછાનતા હતા. કાઠિયાવાડમાં જેના માટે 'ભારાડી' શબ્દ વપરાય છે એ જાતના એ હતા. લડાઈ અને જેલના સંસ્કારો લીધા પછી પણ એમનું 'ભારાડી'પણું સાવ ગયું નહોતું. આજે પણ અમારા વોર્ડમાં 'તિક્કડં' કરવામાં એ એક્કા હતા. જેલના સખ્તમાં સખ્ત નિયમો વચ્ચે પણ ચા–બીડીની પોતાની જરૂરિયાત એ ગમે તે રીતે પૂરી કરી લેતા હતા. કોઈ પણ પ્રકારની 'રીત' સામે એમને વાંધો જ નહોતો. એ સાધનમાં નહિ પણ સાધ્યમાં માનનારા હતા.

એ પચીસ વર્ષના જુવાન હતા. એમનો રંગ સહેજ શ્યામ હતો અને ચામડીની ફીકાશને લઈ લૂખો લાગતો હતો. આંખો હમેશ ચંચળ અને વિકળ જ રહેતી. આંખ નીચે કાળાં કુંડાળાં પણ થવા માંડ્યાં હતાં. બોલવાની બહુ જ ટેવ હતી. દાંતે અને હોઠે પોતાનો કુદરતી રંગ ખોયો હતો, અને તદ્દન કાળા થવાના પ્રયત્નો કરતા હતા.

આ રમણુલાલ એક ઠેકાણે ભાગ્યે જ બેસી શકતા. એકલા પણ ન બેસી શકતા. કોઈક વખત, માત્ર કોઈક જ વખત એ જેલ–બૅરેકની બારી પાસે ઊભા રહેતા; અને જોનાર કહે છે, કે ત્યાં ઊભા ઊભા એ ઘણી વાર રડી પડતા. અમને સૌને મોટે ભાગે એમના ઉપર રોષ આવતો; પણ આવું સાંભળીએ ત્યારે દયા પણ આવી જતી હતી. એમની જીવનકથા માટે સૂચન થયું ત્યારે અમે આશ્ચર્ય પામ્યા; પણ અમારા દરેકના મનમાં એમ તો થયું જ, કે આ પ્રકારની કથા

પણ અમારે સાંભળવી જોઈએ; કારણ કે છેલ્લાં ચાર વર્ષ થયાં ફરી ફરીને જેલમાં આવનાર અમારામાંના ઘણાખરાને આવા અનેક રમણુલાલનો પરિચય થયો હતો. એ પ્રકારના માણસો ટોળાબંધ આવતા હતા. અમે એ પણ જોતા હતા કે એવા સૈનિક–મિત્રોને જ્યારે એમના જેવા જ સંગાથીઓ ન મળતા, અને અમારા જેવા 'સંસ્કારી'ઓની સાથે રહેવાનું એમને પ્રાપ્ત થતું ત્યારે તેઓ બેચેન બનતા અને જેમણે જેલની ભૂમિને પોતાનું 'માદરે વતન' બનાવી મૂકી હોય એવા સામાન્ય કેદીઓ સાથે એમની દોસ્તી બંધાતી. એ સામાન્ય કેદીઓની કથામાં તેઓ રસ પણ લેતા અને પરસ્પર આશ્વાસનનો વ્યવહાર પણ કરતા.

રમણુલાલનું નામ બોલાયું ત્યારે એ પણ ચમક્યા હતા; પરંતુ પોતાની કથા કહેવાની એમની પૂરી તત્પરતા હતી. રમણુલાલ પોતાની કથા છટાદાર રીતે કહી શકશે એ વિષે અમને શંકા નહોતી; કારણ કે એ વાચનના શોખીન હતા. કોઈ પણ પુસ્તક કે વિષય તરફ એમને ખાસ પક્ષપાત નહોતો. એમની શરત એક જ હતી, કે એ પુસ્તક ઉપદેશનું કે તત્ત્વજ્ઞાનનું ન હોવું જોઈએ: એમાં સત્ય, અહિંસા કે કોઈ સિદ્ધાંતનાં ચૂંથણાં નહિ હોવાં જોઈએ. એમના સદ્ભાગ્યે જે વિષયો એમને પ્રિય હતા, તે વિષયોનાં જ પુસ્તકો આપણે ત્યાં થોકબંધ હતાં.

રમણુલાલે પોતાના નામની સૂચના તરત જ સ્વીકારી લીધી અને બોલવાનું શરૂ કર્યું: 'હું રાજકોટનો વતની છું. આજથી પચીસ વર્ષ પહેલાં રાજકોટ શહેરના એક અંધારા ઘોલકામાં મારો જન્મ થયો છે. મારા જન્મ વખતે મારાં માતાપિતાએ મને આશીર્વાદરૂપ માન્યો હશે કે આફતરૂપ, તે હું નથી જાણતો. હું એટલું જાણું છું, કે હું મોટો થયા પછી તો એમણે મને આફતરૂપ નહિ તો બોજારૂપ તો માન્યો જ છે.

તેઓ ગરીબ હતાં, અત્યંત ગરીબ હતાં. તમે હિંદુસ્તાનની

ગરીબીનું વર્ણન કરો છો એટલાં એ ગરીબ હતાં. હા, એ ખેડૂત કે મજૂર નહોતાં, ઢેડ કે કોળીવાઘરી પણ નહોતાં; છતાં ગરીબ હતાં. ઊંચી ગણાતી વણિકકોમનાં ફરજંદ હતાં; છતાં એમની ગરીબાઈને કોઈ સીમા નહોતી. એ ગરીબ હતાં, માટે જ રાજકોટ જેવા મોટા શહેરના એક ગંદા લત્તામાં એક રૂપિયાના ભાડાની અંધારી, ગંધાતી, જીર્ણ થઈ ગયેલી ઓરડીમાં રહેતાં હતાં. એ ગરીબ હતાં, માટે જ જે ઓરડીમાં બધાં રહેતાં હતાં એ ઓરડીમાં જ જરા આડશ રાખીને મારી માતાની સુવાવડ થઈ હતી.

એટલે આ બીજી બધી કથાઓમાં તમે જે પ્રેમનો, ધર્મ-મંથનનો, વીરતાનો, ત્યાગનો, મહત્ત્વાકાંક્ષાનો રસાસ્વાદ લીધો, તે તમને મારી કથામાં નહિ મળી શકે. મારી કથામાં તમને શિષ્ટતા પણ નહિ મળી શકે; પણ હું કહું છું, કે મારી કથા એ જ સાચી કથા છે. તમારી કથા તો જૂઠી છે. માત્ર તમારી કથાઓ જ દુનિયાને જાણવા મળે, તો દુનિયા આપણા દેશ વિષે શું ધારે? દેશની વાત જવા દઈએ, આપણી લડાઈ વિષે શું ધારે? એમને તો એમ જ થાય કે કેવા શિષ્ટ, સુંદર અને સંસ્કૃત જુવાનો લડાઈમાં ઊતરી પડ્યા છે! એમને એમ પણ થાય, કે આ મહાન લડતમાં બધા જ્ઞાનીઓ, ત્યાગીઓ ને વીરો જ પડ્યા હશે; પણ એ વાત કેટલી ખોટી છે? આપણા દેશમાં તો તમારા કરતાં મારા જેવાની સંખ્યા અનેકગણી મોટી છે; પરંતુ જેલમાં ય–હા, હા, આપણા રાજકેદીઓની ગણનામાં ય–મારા જેવાની સંખ્યા નાનીસૂની નથી.

તમે તો પરોપકારની વૃત્તિથી, કંઈક કીર્તિની કામનાથી, કંઈક ધર્મ સમજીને આ લડાઈમાં આવ્યા હશો. અમે તો સ્વાર્થવૃત્તિથી જ આમાં પડ્યા છીએ. આમાં આવ્યા તે દિવસે તો જીવનની બેચેની દૂર કરવા જ આવ્યા હતા. દુનિયાથી અમે થાકી ગયા હતા, જીવન એક મહાન બોજારૂપ લાગતું હતું, હાથ–પગ સાબૂત હતા, મગજ ઠેકાણે હતું, હૃદય પણ પ્રમાણમાં સરળ હતું; છતાં અમારું નાનકડું

પેટ અધૂરું રહેતું; અને અમે માણુસ હતા, તમારા જેવા જ માણુસ હતા; છતાં સવારથી સાંજ સુધીમાં અમારે ગાળો ને અપમાનો સહેવાં પડતાં. અહીં આવ્યા પછી અમારામાંના કેટલાક હતા એવા જ રહ્યા. અમારામાંના કોઈ કોઈને ખબર પડી ગઈ, કે આ લડાઈ સાચી રીતે તો આપણી જ છે; અને એ સમજણથી અમને આમાં રસ આવવા લાગ્યો.

પણ હવે હું તમને આવી વાતે ન લઈ જાઉં. મારે તો તમને એટલું જ કહેવાનું છે, કે મારી કથા તમે ઉપલક મને ન સાંભળજો. આ લોફર જેવા લાગતા રમણલાલની કથામાં શું હશે એમ માની બેદરકાર પણ ન રહેજો. મારી કથામાં ઘણું છે એમ તમે જોઈ શકશો.

જુઓ, મારો જન્મ થયો ત્યારે મારા બાપા એક અનાજના વેપારીને ત્યાં સાત રૂપિયાના પગારથી નોકરી કરતા હતા. ઘરમાં બધાં મળી પાંચ માણુસો ખાનારાં હતાં. આ સાત રૂપિયામાં બધાંનું શી રીતે પૂરું થતું એવો પ્રશ્ન ન પૂછશો; કારણ કે મહિને બે રૂપિયા તો મારી બા પણ કમાઈ લાવતી! અમારા પડોશીના ઘરનું એ કામ કરતી હતી. આવી નવ રૂપિયાની જંગી આવકમાં પાંચ માણુસના કુટુંબનો ગુજારો ચાલતો હતો. તમને કોઈને આવાં કુટુંબનો અનુભવ હશે કે કેમ તે હું નથી જાણતો; પણ મેં તો આવાં અને આથી ય બદતર દશા ભોગવતાં ઘણાં કુટુંબો જોયાં છે. અમારી તો એ નાત ખરી ને! એવાં કુટુંબોને ઓળખતાં અમને વાર ન લાગે! તમને આશ્ચર્ય થશે, પણ આવાં અમે, દીકરા–દીકરીનાં લગ્ન વખતે સો બસો રૂપિયા ખરચી નાખતાં. આ રકમ ક્યાંથી કાઢતાં એ પણ તમને કહી દઉં. કાં તો થોડાંઝાઝાં ઘરેણાં રહ્યાં હોય તે ખલાસ કરતાં, કાં તો કોઇ શેઠ–શાહુકાર પાસેથી ઉધાર લઈ પોતાનું અને પોતાના દીકરાનું ગુલામીખત લખી આપતાં, અને આવી એકેય

સભ્ય રીતમાં ન ફાવીએ અને મન મજબૂત હોય તો બહેન–દીકરી-
ઓનાં સાટાં કરતાં."

રમણલાલ આટલું બોલીને એક ક્ષણ અમારા સામે ટાંપી રહ્યો. તરત એણે શરૂ કર્યું: "એમાં રોષે ભરાવાની કે નસકોરાં ફુલાવવાની જરૂર નથી. અમે વાણિયાલોકો ભીખ માગી શકતા નથી, અમે વાણિયાલોકો કુશળ અને લુચ્ચા ગણાઈએ છીએ; એટલે અમને કોઈ દયાવશ થઈને મદદ કરતું નથી. અમારે અમારાં બાલબચ્ચાં અને ભાઈભાંડુને પરણાવવાનાં હોય છે, એટલે વ્યવહારમાં ઊભું રહેવું પડે છે; અને આ બધું કરવા માટે, જ્યારે એકેય રસ્તે નથી ફાવતા ત્યારે કાળા હાથ પણ કરવા પડે છે, અને હું તમને જરા આગળ વધીને પણ કહું, કે એક વખત કાળા હાથ કર્યા પછી એનો લાભ જેને દેખાઈ આવે છે તે સમજી જાય છે, કે દુનિયામાં સુખેથી રહેવું હોય તો લાભમાં પુણ્ય છે ને ગેરલાભમાં પાપ છે; એવું સાદું-સીધું સૂત્ર ગોખી રાખવું જોઈએ. એવા લોકો ત્યાર પછી કાળા હાથ કરવામાં શરમાતા નથી, કોઈ એમને શરમાવતું પણ નથી. પૈસાની થેલીઓના જોરે સમાજમાં માનભેર ફરવામાં કશીય અડચણ આવતી નથી.

હું જન્મ્યો ત્યારે મારે એક ચૌદ વર્ષની બહેન હતી; પણ ત્યાં સુધી મારા બાપને કાળા હાથનો કીમિયો લાધ્યો નહોતો. એ જાણતા હતા, પણ એ વિચારથી થરથરતા હતા. એ કરતાં આપઘાત કરવો સારો એવી એમની માન્યતા હતી. મેં એમને મોઢેથી ઘણી વાર સાંભળ્યું છે, કે એમનો શેઠ એમને 'ન્યાલ' કરી દેવા માટે તૈયાર હતો. પચાસ વર્ષનો એ વિધુર હતો અને ફરી પરણવાના કોડ સેવતો હતો. એને કન્યા આપનારનો તોટો નહોતો; પણ મારા પિતાને સુખી કરવાની એની વૃત્તિ હતી. પિતા માનતા જ નહોતા. એમના શેઠને એ મોટામાં મોટા બેવકૂફ અને પોતાના હાથે જ પોતાનું બૂરું કરનારા લાગતા હતા.

હું જન્મ્યો ત્યારે મારાં ગરીબ માતાપિતામાં આટલું ખમીર હતું. એ ખમીર આખર સુધી તો ન ટકી શક્યું; પણ એ માટે મને મારાં માતાપિતા ઉપર કોઈ દિવસ રોષ નથી ઊપજ્યો. 'એ બીજુ શું કરે?' એમ જ મને થયા કર્યું છે. મારી બહેન અઢાર વર્ષની થઈ અને એનાથી બે વર્ષ મોટો ભાઈ વીસ વર્ષનો થયો; ત્યારથી એ બંનેની ચિંતાએ માતાપિતાનું લોહી સુકાવા માંડ્યું. મારી બહેન સ્વરૂપવાન હતી, એટલે એનો હાથ ઝાલનાર તો કોઈ પણ મળશે; પણ મારા મોટાભાઈ ખીમચંદનું શું? મારા પિતાના મોઢેથી મેં સાભળેલી વાત છે, કે મારો મોટોભાઈ એક વખત આપઘાત કરવા પણ તૈયાર થઈ ગયો હતો. મને એ વાતમાં નવાઈ નથી લાગતી; કારણ કે એ દશા હું પણ ભોગવી ચૂક્યો છું. આખરે પિતાએ પોતાનું સત્ત્વ વેચ્યું અને મારી બહેન નર્મદાને એક પિસ્તાલીસ વર્ષના ત્રણ છોકરાંવાળા વિધુરને રૂપિયા બે હજારમાં આપી. આ બે હજારમાંથી બસો રૂપિયા એના લગ્નમાં ખરચાયા. પંદર સો મોટાભાઈ માટે આપવા પડ્યા અને બાકી રહેલા ત્રણ સો એના લગ્નમાં ખર્ચ્યા. હિસાબ પૂરો થયો. પિસ્તાલીસ વર્ષના ત્રણ બાળકોવાળા સુખલાલને વીસ વર્ષની નર્મદા રૂપિયા બે હજારમાં આપી, બાવીસ વર્ષના મારા મોટાભાઈ ખીમચંદ માટે તેર વર્ષની ચંપા નામની એક કન્યાની ખરીદી કરી! વેપારી રીતે આ સોદો કેવો થયો તે તમારામાંથી જે વેપારી હો તે સમજી લેજો.

હં...આ તો મારા કુટુંબની વાત કરી: હું પાંચ છ વરસનો થયો ત્યાં સુધી મારી મા માંદી જ રહ્યા કરતી હતી. માંદી હતી એટલે ખાટલે પડી રહેતી હશે, એવી જૂઠી કલ્પના ન કરી બેસતા. માંદી હતી એટલે કડકડતી ઠંડીમાં આખી રાત ઉધરસ ખાઈને અમને અને અમારા પડોશીને ત્રાસ આપતી. સવારમાં વહેલી ઊઠી પડોશીનું કામ કરતી, ત્યારે ભલા પડોશી એના કામથી ક્યારેક નારાજ થઈ જતા; કારણ કે ઠંડીને લઈ આંગળીઓ થીજી જતી અને

હાથમાંથી વાસણ પડી જતાં. કોઈ વખત ઉધરસ અને શ્વાસને લઈ અધીં અધીં કલાક એ ગોટો વળી જતી, ત્યારે કામ રખડી પડતું; પરંતુ પડોશીઓ ભલા હતા, એટલે થોડુંક બોલી શાંત રહી જતા અને મારી બાને નિભાવી લેતા. મારી બા પણ એ બદલ એમનો ઉપકાર માનતી; અને કોઈ પણ ઓળખીતા પાસે એમનાં મોંફાટ વખાણ કરતી.

હું શેરીઓમાં અથડાતો-કૂટાતો મોટો થતો હતો. ખાવામાં મેં ભાગ્યે જ દૂધઘીનાં દર્શન કર્યાં હતાં. લૂગડાં મારા માટે સિવડાવવા પડતાં જ નહિ, પડોશીના છોકરાનાં ઊતરેલાં પહેરણ મને મળી રહેતાં; અને પહેરણ સિવાય બીજાં લૂગડાંની તો દિવાળી જેવા પર્વ સિવાય જરૂર પડતી નહિ.

છેલ્લાં ચાર વર્ષ થયાં મારો મોટોભાઈ પણ કમાતો થઈ ગયો હતો. એ ઘાસતેલના ખાલી ડબ્બા ઉથરાવનારને ત્યાં નોકરી કરતો હતો. દસ રૂપિયાનો એને પગાર મળતો હતો, પણ પરણ્યા પછી પાંચ રૂપિયાનું એનું ખાનગી ખર્ચ હતું. ઘરની આવકમાં પાંચ રૂપિયાનો વધારો થયો હતો અને જાવકમાં નવી વહુનું ખર્ચ વધ્યું હતું. ત્રાજવાનાં બેય પલ્લાં ઈશ્વરે સરખાં જ રાખ્યાં હતાં !

સાતમે વર્ષે મને નિશાળે બેસાડ્યો. હું ગરીબ હતો, પણ ગરીબડો નહોતો; એટલે રાજકોટની બજારમાં મારા બાપાને જે રીતે હડધૂત થવું પડતું, તે મારે નિશાળમાં નહોતું થવું પડતું. નાના ને નબળા છોકરાઓ મારી દોસ્તી રાખતા. મને પણ એમની દોસ્તીનો લાભ હતો. ઘેરથી એક પૈસો મેળવવાની કોઈ દિવસ આશા ન હતી અને સેંકડો છોકરા બપોરના વખતે કંઈ ને કંઈ ઉડાવતા હોય ત્યારે એ જોઈ શકાતું નહોતું. મારી દોસ્તીએ મને નિશાળમાં તો ગરીબ થતો બચાવી લીધો. સૌની પેઠે હું પણ કંઈ ને કંઈ ખાવાનું પામી શકતો હતો.

માણસ કલ્પના કરે છે એટલી ઝડપથી ગરીબો મરતા નથી. એ તો જિંદગી ખેંચ્યે રાખે છે; કોઈ હડકાયા કૂતરાની જેમ ખેંચે છે, કોઈ વસૂકી ગયેલી ગાયની જેમ ખેંચે છે, કોઈ માર ખાતા ને ભાર ઉપાડતા ગધેડાની જેમ ખેંચે છે; પણ બનતા સુધી કોઈ ઝટપટ અટકી જતું નથી. પ્રભુ જાણે, કે આ દુનિયાની શી વિચિત્ર રચના છે! અમારા ઘરમાં માંદગી તો આવ્યા કરતી હતી; પણ અમે કોઈ મરતા નહોતા. ખાવાનાં સાંસાં હતાં, દુનિયામાં ઊભા રહેવાને કોઈ જગ્યા નહોતી, જીવનમાં જીવવાને કોઈ રસ નહોતો; છતાં અમે જિંદગીથી ત્રાસી જતાં નહોતાં. કોણ જાણે કઈ કરામતથી પણ આ બધાં ચક્રોને અમે અધીન જ રહેતાં હતાં.

હું બાર વરસનો થયો, ત્યારે ત્રીજી ગુજરાતી સુધી ભણી ચૂક્યો હતો; પિતાની ઇચ્છા હવે મને નોકરીએ ચડાવવાની હતી. આટલાં વરસમાં એમના કે મોટાભાઈના પગારમાં એકેય રૂપિયાનો વધારો થયો નહોતો. ઘરમાં એક નાની બહેન વધી હતી અને મારી માની માંદગી વધી હતી. માંદગીને કારણે દવાનું ખર્ચ વધ્યું હશે, એમ તમે રખે માની લેતા! એવાં ખોટાં ખર્ચ અમારે ત્યાં હતાં જ નહિ. માંદગી અમારાં ઘરમાં રોટલા ને લૂગડાં જેવી સામાન્ય હતી. અમે એથી ડરતાં પણ નહોતાં.

મને પણ એક નોકરી મળી ગઈ. પગાર શું કહું? મહિને ત્રણ રૂપિયા! કામ સવારના સાતથી રાતના દસ સુધી; છતાં મારા બાપાને લાગ્યું હતું, કે હું નસીબદાર હતો; કારણ કે મારા મોટાભાઈને તો ત્રણ વરસ સુધી મફત કામ કરવું પડયું હતું. મારે જે લોહાણાની દુકાનમાં કામ કરવાનું હતું, તેને ઘર અને દુકાન ભેળાં હતાં; એટલે મને બન્ને કામનો લાભ મળતો હતો. છોકરાં રમાડવાની, શાક સમારવાની, ક્યારેક ચા બનાવવાની તાલીમ પણ હમેશાં મળતી હતી; અને કો'ક દિવસ ચાના એકાદ કપની પ્રાપ્તિ પણ થતી હતી!

પણ હું સાવ બોઘો નહોતો, નિશાળમાં થોડુંઘણું શીખ્યો

હતો; એ જ્ઞાન મેં અહીં વધારવા માંડયું. દુકાનનો હડફો ઘણી વાર નવરો પડી રહેતો હતો, અને એથી એમાં હાથ ફેરવવાની તાલીમ પણ મને મળ્યા કરતી હતી. ત્રણ રૂપિયાનો પગાર હું સીધો બાપાના હાથમાં મૂકતો; લગભગ પાંચેક રૂપિયાની હડફાની આવક હું ચા, પાન, બીડીમાં અને નવી દોસ્તીઓમાં વાપરતો.

મારે તમને ઝાઝી વાત નથી કહેવી; પણ ટૂંકામાં એટલું કહી દેવું છે, કે અત્યાર સુધીની કથાઓમાં તમે સાંભળી એ બધી જ કુટેવો મારામાં હતી; કેટલીક હજી પણ છે. કયારેક મનમાં બહુ મૂંઝવણ થાય છે, ત્યારે હૈયું પણ ભરાઈ આવે છે; પરંતુ ત્યારે એ દશા નહોતી. ત્યારે મને લાગતું હતું, કે બાપા દુનિયાને નથી ઓળખતા; દુનિયામાં કેમ સુખી રહેવું જોઈએ એ તેઓ નથી જાણતા.

એ ત્રણ વર્ષ વીતી ગયાં. હું સોળ વર્ષનો થયો. મારો પગાર વધીને પાંચ રૂપિયા થયો. હડફાની આવક હતી, એથી વધી શકી નહિ; એટલું જ નહિ, પણ કંઈક વહેમ પડી જવાથી એ કામ જરા મુશ્કેલ બન્યું. એકાદ વખત વહેમને કારણે બે તમાચા ને થોડીક ગાળો પણ ખાવી પડી હતી, પરંતુ હું રોવાની કળા શીખી ગયો હતો; એટલે મારી ગણતરી ગરીબડામાં થઈ જતી અને હું બચી જતો.

મારી માંદી મા વધુ માંદી પડી. એનાં ઉધરસ અને દમ વધી પડ્યાં. થોડા દિવસમાં માંદગીએ વિકરાળ રૂપ લીધું. મફત દવાખાનામાં દવા કરાવવા ગયાં; પણ કોઈએ દાદ ન દીધી. ઇસ્પિતાલમાં મુકાય એમ હતું, પણ ત્યાં જવાની હિંમત ન ચાલી. કોઈ ડાહ્યા માણસે એને અનાજનો ખોરાક બંધ કરી દૂધ, માખણ અને ફળો આપવાનું કહ્યું; પરંતુ એ માણસ ડાહ્યો નહિ પણ ગાંડો હતો! એના ગાંડાવેડા અમે માન્યા નહિ. મારી બા એકાદ મહિને રિબાઈને સિધાવી ગઈ. એના પછી ત્રણેક મહિને મારી નાની બહેન માંદી પડી અને એ પણ ઊપડી ગઈ. એને મરી ગયાને ચાર દિવસ નહોતા

થયા, ત્યાં મારા બાપા માંદા પડ્યા. ત્રણ મહિનામાં બે મૃત્યુ જોયાં હતાં એટલે અમે એમની માંદગીથી કંપવા લાગ્યા; પણ એ જલદી મરી જાય એટલા નસીબદાર નહોતા. એ માંદા રહ્યા, એક વરસ સુધી પથારીવશ રહ્યા. ઝાડા–પેશાબ પણ પથારીમાં જ કરે, સાનભાન પણ ગુમાવ્યાં. રાતદિવસ ગમે તેમ બકયા કરે. અમે એમનાથી ત્રાસ્યા, મનમાં ઇચ્છવા લાગ્યા કે હવે મરે તો સારું; પણ બરાબર એક વરસ સુધી એમણે પથારી ન છોડી. આખરે, ઈશ્વરે એમને પણ બોલાવી લીધા.

આ માંદગીમાં અમારા માથે વીસેક રૂપિયાનું કરજ થઈ ગયું. અમે બંને ભાઈ પિતાના મૃત્યુ પછી ઘરનો વિચાર કરવા એક દિવસ બેઠા. વિચારમાં કાંઈ કરવા જેવું જ નહોતું. અમારે એક બીજા સામે બખાળા જ કાઢવાના હતા. પરિણામે એક મહિનાનો પગાર લઈ હું રાજકોટથી અમદાવાદ ભાગી આવ્યો. મોટાભાઈએ એ વિષે કશી તપાસ પણ ન કરી. એને એ ગમ્યું. એની એવી જ ઇચ્છા હતી.

## ૨

અમદાવાદ આવ્યા પછી શરૂઆતમાં તો મારી બૂરી દશા થઈ. હું કોઈ દિવસ રાજકોટની બહાર નીકળ્યો નહોતો, એટલે એ સંકોચ પણ હતો; પરંતુ સૌથી મોટી મૂંઝવણ તો સ્ટેશનની બહાર નીકળ્યા પછી કયાં જવું એની થઈ. 'રેવાબાઈ ધર્મશાળા'માં પણ હું ગયો હતો; પરંતુ મને ત્યાં જગ્યા ન મળી. બીજી બેત્રણ ધર્મશાળામાં જઈ આવ્યો; પણ મારી ગણતરી રખડેલ માણસમાં થઈ. મને કયાંય સ્થાન ન મળ્યું. મારા ખિસ્સામાં બે રૂપિયા અને છ આના હતા. પહેરેલાં લૂગડાં ઉપરાંત એક ધોતિયું અને એક પહેરણ એટલી જ મારી મૂડી હતી. સાંજ પડવા આવી તેમ હું મૂંઝાયો; મને ડર લાગવા માંડ્યો, કે પેલો ધર્મશાળાવાળો કહેતો હતો તેમ મને પોલીસ પકડશે તો નહિ? કંઈ કારણ વિના હું ડરવા લાગ્યો, પોલીસની નજર

ચૂકવવા લાગ્યો. મારા મનમાં થવા લાગ્યું, કે ન ભાગ્યો હોત તો સારું હતું; પણ થયેલી ભૂલ સુધારવાને હવે અવકાશ નહોતો.

રાત પડી. રીચીરોડ ઉપરથી જે ગિરદીમાં હું મારી જાતને છુપાવીને આંટા મારતો હતો, તે ગિરદી ઓછી થવા લાગી; મારી મૂંઝવણ વધવા લાગી. ક્યાં જવું, શું કરવું, તે કશું સૂઝયું નહિ. હું રીચીરોડથી ભદ્ર તરફ ચાલ્યો. ચાલ્યો, ઠેઠ ભદ્રકાલિના દરવાજા સુધી. દરવાજામાં માણસો સૂતા હતા. હું ક્ષણભર અટકીને એમને જોઈ રહ્યો. કોઈ જાગતા હતા, કોઈ ઊંઘતા હતા, કોઈ બીડી ફૂંકતા હતા, કોઈ વાતો કરતા હતા. મને થયું: 'અહીં સૂઈ જાઉં ? આ જમાતમાં ભળી જાઉં ?' હિંમત ન ચાલી. અણગમો પણ આવ્યો. દરવાજા વટાવીને હું બહાર નીકળ્યો. ચાલતો ચાલતો એલિસબ્રિજ પાસે આવ્યો. પાછો વળ્યો. ઠેઠ સ્ટેશન સુધી ચાલ્યો આવ્યો. સ્ટેશનના કમ્પાઉન્ડમાં દાખલ થયો અને જે છાપરા નીચે મારા જેવા કેટલાક પડ્યા હતા ત્યાં હું પણ મારાં લૂગડાં ઓશીકે મૂકીને સૂતો. સૂતા પછી દસેક મિનિટે ભૂખનો પૂરેપૂરો ખ્યાલ આવ્યો. ખિસ્સામાં પૈસા તો હતા જ. પૂરીભજિયાંમાં બે આના નાખી પેટ ભર્યું, અને ચા-સિગારેટથી થોડો ટટ્ટાર થયો.

પરંતુ ત્યાં ય શાંતિ ન મળી. સૂતા પછી થોડીક વાર ઊંઘી ગયો હતો, પણ રાતના ત્રણેક વાગે પોલીસે લાકડીના ગોદાથી જગાડ્યો. 'ક્યાં જવું છે ?' ના ઉત્તરમાં મારી પાસે કાંઈ જ કહેવાનું નહોતું. પોલીસે મારા ઉપર દયા બતાવીને સ્ટેશનમાંથી ચાલ્યા જવાનું કહ્યું. હું બીતો, થરથરતો બહાર નીકળ્યો અને ક્યાં ય દૂર ન જતાં બહારની ફૂટપાથ ઉપર સૂઈ ગયો. થાક્યો હતો, છતાં ઊંઘ ન આવી. સવારની ઠંડી લાગતી હતી; પણ સંકોચાઈને પડ્યો રહ્યો. મનમાં ઉગ્ર વિચારો આવવાનો એ પહેલો જ દિવસ હતો. આ સ્થિતિ અસહ્ય લાગવા માંડી. આજુબાજુ ઘણા ય માણસો પડ્યા હતા; પણ મારાથી મારી સ્થિતિ સહન ન થઈ. એક પળ તો પકડાઈને જેલમાં જવાની

ઇચ્છા થઈ; પણ પોલીસ અને જેલની કલ્પનાથી ધ્રુજારી આવી ગઈ. મનમાં નિશ્ચય કર્યો, કે સવાર પડે એટલે ગમે તેમ કરીને પણ રહેવાનું સ્થાન તો મેળવવું જ.

સવાર પડી. માણસો હરવાફરવા લાગ્યા એટલે હું ઊઠ્યો. ભરવસતિમાં હું મને સાવ એકલો લાગવા માંડ્યો. મકાનોની હાર ઊભી હતી; પણ મારા માટે જગ્યા નહોતી. મેં ફરીને 'રેવાબાઈ ધર્મશાળા'માં પેસવાનો પ્રયત્ન કર્યો; પણ ચોકીદાર ભૈયાની ધોલ સિવાય બીજો લાભ ન મળ્યો. મેં ફરીને ચાલવા માંડ્યું, હું ઊંધું ઘાલીને મારી ધૂનમાં ચાલ્યો જતો હતો; ત્યાં મારી પાછળ બૂમ પડી: 'રમણુ!' હું ચમક્યો. આશાની વીજળી ઝબકી. મેં પાછળ જોયું. એ મારો નાનપણનો દોસ્ત ઉસમાન હતો. એ રાજકોટ છોડીને બે વરસથી અહીં આવ્યો હતો. અમારી દોસ્તી બહુ બૂરી ને ગંદી હતી; પણ દોસ્તી તો હતી જ. એને જોતાં જ મારાં દુઃખોનો અંત હું જોઈ શક્યો. એ પણ ખૂબ મમતાથી મને મળ્યો. અમે રસ્તાની એક બાજુ ઊભા રહ્યા. મેં મારી કથની એને કહી સંભળાવી; એણે પોતાની બધી વાત કરી. એ 'લાઈનસર' હતો. એક મુસલમાની હોટેલમાં વીસ રૂપિયાના પગારથી નોકરી કરતો હતો. એનું રહેવાનું હોટેલમાં જ હતું.

ઉસમાનની સાથે મેં જવાનું તો સ્વીકાર્યું; પણ મારા મનમાં મુસલમાની હોટેલ ખટકવા લાગી. એ ખટકને મેં દબાવી; કારણ કે ગઈ કાલે તો ખાટકીવાડે પણ મારા માટે જગ્યા નહોતી. હું મનમાં ઉસમાનનો ઉપકાર માનતો એની સાથે ગયો. એની હોટેલ એક મિલની પડખે હતી. હોટેલમાં નાનામોટા પંદરેક માણસો રહેતા હતા. ઘણાખરા સાથે ઉસમાનને સારો સંબંધ હતો. મને અંદર લઈ જઈ ઉસમાને સરસ મઝાની ચા પિવડાવી અને સિગારેટ આપી. હું સ્ફૂર્તિમાં આવી ગયો.

એક દિવસ ઉસમાન સાથે વાતોમાં ને ફરવામાં ચાલ્યા ગયા;

પણ પછી 'શું કરવું' એ વિચાર સતાવવા લાગ્યો. ઉસમાને મને હોટેલની નોકરી બતાવી; પણ એમ મુસલમાન થઈ જવાનું મને ગમ્યું નહિ. ઉસમાને મને સમજાવ્યો, કે 'ધરમ-બરમ કુછ નહીં હૈ; રોટી જહાંસે મિલે વહાં સે લેલો.' એની વાત સાચી લાગતી હતી; પણ હિંમત ચાલતી નહોતી. હું ધાર્મિક સંસ્કારોવાળો નહોતો; છતાં મુસલમાન થવા માટે દિલ ન ચાલ્યું. હું એટલું ત્યારે પણ સમજતો હતો, કે હું હિંદુ નહોતો કે મુસલમાન નહોતો; એ જ રીતે મારાં માતાપિતા પણ હિંદુ કે મુસલમાન નહોતાં. અમારે કોઈ ધર્મ જ નહોતો; અમને કોઈને રોટલા સિવાય બીજા કશાની પડી જ નહોતી. કોઈ દુષ્ટ સરજનહારે અમને કંગાળ બનાવ્યાં હતાં; અને આખી જિંદગી કૂતરાંની પેઠે જીવવાનો અમારો ધર્મ નિર્માણ કર્યો હતો.

પણ તો ય હું મુસલમાની હોટેલમાં રહેવા તૈયાર ન થયો. થોડા દિવસ થયા, એટલે ઉસમાન મારાથી અકળાવા લાગ્યો. મારા પાસે કંઈ હતું જ નહિ, એમ ઉસમાન સમજી ગયો; એટલે એણે મને રજા આપી. અમારી દોસ્તીમાં જેટલું દિવેલ હતું તેટલું પૂરું થયું. મને આઠેક દિવસ થઈ ગયા હતા. હું રસ્તાનો જાણીતો થઈ ગયો હતો. ઉસમાનને ત્યાંથી નીકળી મેં નોકરીની શોધ કરવા માંડી. મારાં ભાગ્ય બળવાન, એટલે મને તે દિવસે જ નોકરી મળી ગઈ. મને એ શેઠે પૂછ્યું, કે 'શું કામ કરીશ?' મેં ગમે તે કામની તૈયારી બતાવી, અને અમદાવાદમાં મારું કોઈ નથી એમ પણ જણાવ્યું. એ જણાવતી વખતે મારી આંખમાં સાચેસાચ આંસુ આવી ગયાં. શેઠ ઉપર એની અસર થઈ અને પગારની કશી ય વાત કર્યા વિના એમણે મને રાખી લીધો.

કાપડની દુકાન હતી. મેં ભૂખ્યા પેટે તાકા ફેરવવા માંડ્યા. રાતે આઠ વાગે મને એમણે પોતાની સાથે ન લીધો, પણ હોટેલમાં ખાઈ આવવા ચાર આના આપ્યા. એ દુકાન બહારના ઓટલા ઉપર

સૂઈ રહેવા કહ્યું. હું ત્યાં સૂતો. રતનપોળની ગંધાતી શેરીના ઓટલા ઉપર મેં રાત પસાર કરી, પણ એ રાત સારી હતી. હું મને ઠેકાણાસર લાગતો હતો; ગઈ કાલની પેઠે ઉસમાનનો ઓશિયાળો નહોતો, તેમ આઠ દિવસ પહેલાંની જેમ અમદાવાદનો રખડેલ પણ નહોતો.

સવારે ઊઠીને મેં કામ કરવા માંડયું. હું એટલું સમજી ગયો હતો, કે સખ્ત કામ, ગાળો, માર કે અપમાન જે આપે તે સહી લીધા વિના છૂટકો નથી. જો એમ કરવાની તૈયારી ન હોય તો ભૂખ્યા પેટે ભદ્રકાલિના દરવાજામાં પડી રહેવા સિવાય બીજો રસ્તો નથી. મારા બેત્રણ દિવસના કામથી શેઠ ખુશ થયા. એણે મને નામઠામ ને જાત પૂછી લીધાં. એ પણ વાણિયા હતા. જાતિભાવ જાગ્રત થયો અને મને ઘેર જ રોટલા ખાવાની સગવડ મળી; પણ એ સગવડ ભારે પડી ગઈ! મારી નોકરી અખંડ ચોવીસ કલાકની બની ગઈ. રાતે બાર વાગ્યા સુધી મારે હાજર રહેવું પડતું, અને સવારના પાંચથી કામે ચડવું પડતું.

દિવસો ને મહિનાઓ પસાર થવા લાગ્યા. મારા મનની મૂંઝવણો વધવા લાગી. આ ત્રાસમાંથી છુટાય તો ઠીક એમ મને થવા લાગ્યું. એમાં એક દિવસ શેઠાણીએ મને ગાળ દીધી અને હાથમાં વાસણ હતું તે મારા તરફ છૂટું ફેંકયું. વાસણ મને વાગ્યું તો નહિ; પણ મારા અંગમાં ક્રોધ વ્યાપી ગયો. એ સળેકડા જેવી શેઠાણીને પીસી નાખવાનું મને મન થયું; પણ હું કંઈ ન કરી શકયો. ખાલી મૂઠીઓ વાળી હું ત્યાંથી આઘો ખસ્યો, અને એ જ દિવસે રાતે મારા હાથમાંથી શેઠનો દીકરો પડી ગયો. એને તો સાધારણ વાગ્યું; પણ મારા ગાલ ઉપર એક તમાચો પડ્યો, બે લાતો પડી અને મને ધક્કો મારીને બહાર કાઢ્યો. ફરી પાછો અમદાવાદના રીચીરોડ ઉપર હું એકલો આવીને ઊભો રહ્યો.

હું હવે પ્રથમના દિવસો જેવો નહોતો રહ્યો. અમદાવાદનો હું જાણીતો થઈ ગયો હતો, થોડાક માણસોને હું ઓળખતો પણ થયો હતો. રીચીરોડ ઉપર આવીને મેં લગીર વિચાર કરી જોયો, અને એક મિત્રના ઘર તરફ ચાલવા માંડ્યું. એ રાતની મારા મનની સ્થિતિની શી વાત કહું? રાજકોટમાં હું દાદાગીરીને માર્ગે હતો. અમદાવાદમાં આવી કદાચ એ જ માર્ગે હું આગળ પગલાં માંડત; પણ નોકરી મળી ગઈ એટલે હું વાણિયાના દીકરાને શોભે એવો સાલસ સ્વભાવનો બનતો જતો હતો; પરંતુ મારા કિસ્મતમાં કંઈક જુદું જ હતું. શેઠનું ઘર છોડ્યા પછી મને એ શેઠ અને શેઠાણી સામે અને એવાં અનેક શેઠશેઠાણીઓ સામે તિરસ્કાર પેદા થવા લાગ્યો. હું ત્યાં સખત કામ કરતો હતો અને એમાંનાં કેટલાંક કામો તો મને જરા ય ગમતાં નહોતાં. હું પ્રતિ ક્ષણે માણસ મટીને પશુ જેવો થતો જતો હતો; છતાં એમને હું ભારે પડ્યો. રીચીરોડની સડક ઉપર પસાર થતાં મારા મનમાં વિચારો ઘૂમવા લાગ્યા: 'આવાઓની નોકરી જ ન કરવી જોઈએ. આ કરતાં ઉસમાનની હોટેલ સારી, મિલની નોકરી સારી, સ્ટેશનની મજૂરી પણ સારી... આ બધા ચોર છે સાળાઓ, ધોળાં લૂગડાં પહેરીને જ બેઠા છે.' અને શેઠના ગૃહસંસારની જોયેલી ને સાંભળેલી વાતો મને તાજી થઈ ગઈ. મેં દાંત કચકચાવ્યા. 'કંઈ નથી, કંઈ પણ કરવામાં પાપ કે ગુનો નથી' એમ બબડતો હું ઝડપથી ચાલવા લાગ્યો.

રાતના બાર વાગવા આવ્યા હતા. જે મિત્રના ઘર પાસે જઈને હું ઊભો રહ્યો એ ઘરમાં શાંતિ હતી. બધાં સૂઈ ગયાં હોય એમ મને લાગ્યું. એક ક્ષણ મને પાછા વળી જવાનો વિચાર આવ્યો; પણ મેં હિંમત કરીને બારણું ખખડાવ્યું. બારણું તરત ઊઘડ્યું. મારા મિત્રે આશ્ચર્યપૂર્વક મારા સામે જોયું અને મને પૂછ્યું: 'કેમ અત્યારે?' મેં એને બધી વાત કરી. એના મોં ઉપર એક પછી એક ચિંતાની રેખાઓ પ્રસરવા લાગી. હું મૂર્ખ એમ સમજ્યો, કે

મારી સ્થિતિથી એ દુઃખી થાય છે; પણ જ્યારે એણે મને કહ્યું, કે 'અહીં તો હું તમને નહિ રાખી શકું.' ત્યારે મારી આંખ ઊઘડી ગઈ. બેત્રણ મિનિટ તો મને કાંઈ સૂઝયું નહિ. હું સ્તબ્ધ બની એની સામે જોઈ રહ્યો. એણે ફરીને મને કહ્યું, કે 'કોઈ ધર્મશાળા કે લોજમાં રહી જાઓ.' પણ મૂંઝવણમાં ડૂબેલો હું ત્યાંથી ખસ્યો નહિ. એણે હળવેક દઈને બારણાં બંધ કર્યાં ત્યારે હું ચોંકયો અને ઉતાવળે પગલે ત્યાંથી પાછો ફર્યો.

આ પ્રસંગથી મારા અંગમાં શિથિલતા ન આવી, પણ એક પ્રકારનો ઉશ્કેરાટ પેદા થવા લાગ્યો. મારી નસો ખેંચાતી હોય અને આંખો તીણી બની ભયાનક થતી હોય એવું મને લાગવા માંડ્યું. મારા ખિસ્સામાં એક પાઈ નહોતી. મને થયું, કે મારે પેલી હડફો ઠીક કરવાની તાલીમ ચાલુ રાખવી જોઈતી હતી; પણ હવે એ રાંઘ્યા પછીનું ડહાપણ હતું. તત્કાળનો વિચાર તો ક્યાંક રાત કાઢવાનો હતો. હું આખરે ભદ્રકાલિના દરવાજામાં ગયો અને જ્યાંથી મોં મરડીને પાછો ફર્યો હતો, ત્યાં મેં રાત વિતાવી.

બીજે દિવસે સવારે હું રોફમાં મારા શેઠ પાસે ગયો અને મેં પગાર માગ્યો. મને એણે ગાળ દીધી અને ધક્કો મારીને કાઢવા માટે ભૈયાને કહ્યું; છતાં હું ત્યાંથી ખસ્યો નહિ અને જેમ ફાવે તેમ બોલવા લાગ્યો. આખરે હું જીત્યો. મને પાંચ રૂપિયા આપ્યા. પાંચ રૂપિયા ગજવામાં મૂકતાં હું એટલું સમજ્યો, કે દુનિયા દાદાઓની છે; ગરીબડાને તો સૌ રહેંસી નાખવાના છે.

મારા ખિસ્સામાં પાંચ રૂપિયા હતા અને મારાં કપડાં કંઈક ઠીક હતાં; ઉપરાંત, હું અમદાવાદનો જાણીતો હતો; એટલે મેં રુઆબ રાખીને એક ધર્મશાળામાં જગ્યા મેળવી, પણ બીજે જ દિવસે એક નવી ઓળખાણ થતાં ધર્મશાળા મૂકીને એક બીડી વાળનાર જુવાન સાથે એની ઓરડીમાં ભાગીદારીથી રહેવા લાગ્યો. મારે ભાગે દોઢ રૂપિયો ભાડું આવતું હતું તે મેં એને રોકડું આપી દીધું. આ નવી

ઓળખાણે મને નવો ધંધો પણ બતાવ્યો. બીજા દિવસથી એની સાથે હું બીડીઓ વાળવા જવા લાગ્યો. થોડા દિવસમાં મને એ ફાવી ગયું અને રોજના હું આઠ આના કમાવા લાગ્યો.

બસ, આ બીડી વાળવાનું હું કામ કરતો હતો અને નવી નવી દોસ્તીઓ બાંધી હું દાદો બનતો જતો હતો; ત્યાં જ આ લડત શરૂ થઈ. સ્વરાજ્ય વગેરેની તો મને કાંઈ પડી નહોતી; પણ નવીન ધાંધલ જોઈ એ તરફ મારું મન આકર્ષાયું. હું પણ સૌની સાથે લડાઈની વાતોમાં રસ લેવા લાગ્યો અને સરકારને ગાળો દેવા લાગ્યો.

૩

આ દિવસોમાં એક નવી વાત બની. મારા મોટાભાઈનો, જેની સાથે મારે પત્રવ્યવહાર પણ નહોતો, તેમનો મારા ઉપર કાગળ આવ્યો. એ કાગળમાં મારી બધી સ્થિતિથી તેઓ વાકેફ હતા એમ હું જોઈ શક્યો. મને અવળે માર્ગે ચડેલો જોઈ ચિંતા અને રોષ પ્રકટ કર્યાં હતાં, અને હવે જલદી સુધરી જવાનું લખ્યું હતું. મને એ શિખામણની તો કશી અસર ન થઈ; પણ એ કાગળમાં લખ્યું હતું. કે 'જો તું આમ ને આમ રખડેલ બનીને અમદાવાદમાં રહીશ, તો તારા ઉપર વિશ્વાસ કોણ મૂકશે ને દીકરી કોણ આપશે? તારે આખી જિંદગી વાંઢા જ રહેવું હોય તો તું જાણે!' આ વાક્યોની મારા ઉપર બહુ અસર થઈ. આજ લગી હું ગમે તેમ જિંદગી ગુજારતો હતો; પરંતુ 'મારા ઉપર વિશ્વાસ કોણ મૂકશે ને મને દીકરી કોણ આપશે?' એ બે મહાન સવાલોનો મેં વિચાર કર્યો જ નહોતો. મેં મોટાભાઈના કાગળનો જવાબ તો ન આપ્યો, પણ એ કાગળે મને વિચારના દરિયામાં ફેંકી દીધો. હું ગંભીર બની ગયો. મારા નવા જૂના મિત્રો મને બહુ પૂછવા લાગ્યા; પણ હું કોઈને જવાબ આપતો નહોતો. મારા મનમાં આ મૈત્રીઓની ને વાતાવરણની અકળામણ થવા લાગી.

મને એક દિવસ રાજકોટ જવાનો વિચાર આવ્યો; અને મૂંઝાયેલા મને હું ગાડીમાં ચડી બેઠો. રાજકોટ મેં જણાવ્યું પણ નહોતું, એટલે મારા મોટાભાઈ તો મને જોઈને નવાઈ જ પામ્યા; પણ એમણે ન મને આવકાર આપ્યો કે ન મને જાકારો આપ્યો. હું અજાણ્યો જ હોઉં એમ એ મને મળ્યા. મને આવવા બદલ અફસોસ થવા લાગ્યો; પણ એકબે દિવસમાં બધું ઠીક થઈ જશે, એવી માન્યતાથી હું શાંતિ મેળવવા પ્રયત્ન કરવા લાગ્યો.

રાતે મોટાભાઈ કામ ઉપરથી ઘેર આવ્યા, એટલે એમણે મને રાજકોટ આવવાનું કારણ પૂછ્યું; પણ મેં જવાબ ન આપ્યો. એમણે કહ્યું: 'હું મારા ઘરનું માંડ માંડ પૂરું કરી શકું છું. તારું ખરચ મારાથી નહિ ઊપડે અને તારી રીતભાત પણ મારાથી નહિ સાંખી શકાય.' મેં જવાબ આપ્યો: 'હું તમારા ઉપર બોજારૂપ નહિ થાઉં. હું અહીં કમાઈશ. મને બીડી વાળતાં આવડે છે.' એમણે મને તરત જ કહ્યું: 'તને ફાવે એમ કર; પણ આપણે ભેગા નથી રહેવું. નાહક કલેશ થાય એ કરતાં જુદા જ સારા.' મેં છેલ્લી વાતનો જવાબ ન આપ્યો; પણ સવારથી જુદા રહેવું એમ મનમાં ઠરાવી લીધું.

બીજે દિવસે મેં નોકરી શોધવા માંડી, પણ ન મળી. બીડી છોડીને જે મળે તે નોકરી શોધવા હું નીકળ્યો; પણ એમાં ય નિષ્ફળ ગયો. મને થયું કે મારા માટે અમદાવાદ સારું છે. મોટાભાઈને મેં વાત કરી. એમણે મને એ જ જવાબ આપ્યો: 'તને ફાવે એ કર'; પરંતુ થોડી વાર રહીને એમણે કહ્યું: 'પણ અમદાવાદમાં રહીશ તો તારું ઘર કોઈ દિવસ નહિ બંધાય.' મેં અત્યંત આતુરતાથી પૂછ્યું: 'પણ તો શું કરું?' એ મારી આંખો સામે સહાનુભૂતિથી જોઈ રહ્યા અને ધીમેથી બોલ્યા: 'હજી આઠદસ દિવસ અહીં રહે ને નોકરી માટે મહેનત કરી જો.'

મેં એમનું કહ્યું માન્યું અને નોકરી માટે ફાંફાં મારવા માંડ્યાં. મહામહેનતે એક કામ હું મેળવી શક્યો. એક જૂની ચોપડીએ

વેચનારે મને કમિશનથી ચોપડીઓ વેચવા આપી; તે લઈને હું ફેરી કરવા નીકળ્યો. મારો અવાજ સારો હતો, મારામાં બોલવાની ચાલાકી હતી; એટલે એ કામમાં હું સફળ થયો. પહેલે દિવસે ચાર આના હું કમાયો; મારા પગમાં જોર આવ્યું. બીજે દિવસે છ આનાના પૈસા મળ્યા; મને હિંમત આવી ગઈ. પછી તો એ ચોપડીઓ મેં વાંચવા પણ માંડી. મને અદ્‌ભુત રસ આવવા લાગ્યો. થોડાક દિવસ તો મારું તમામ દુઃખ જાણે ભુલાઈ ગયું. 'અમર અપ્સરા' ને 'ગઢવી હાલો': 'સોળ વર્ષની સતી' ને 'મુંબઈની શેઠાણી' મને બે લાભ આપનારાં બન્યાં. એથી મને દરરોજ આઠબાર આના મળતા અને મગજ દૂર રહે એવા વિચારો પણ મળી રહેતા હતા.

ધીમે ધીમે હું લાઈનસર ગણાવા લાગ્યો. આ બાજુ સત્યાગ્રહની લડાઈ શરૂ થઈ ગઈ; રાજકોટમાં પણ સભા–સરઘસો થવા લાગ્યાં. મેં મારી ચોપડીઓની સાથે રાષ્ટ્રગીતોની ચોપડીઓ ને તકલીપૂણીઓ પણ વેચવા માંડી. એક ખાદીની ટોપી ને એક ઝભ્ભો સિવડાવી લીધો; અને અવાજ બુલંદ હતો, એટલે રાષ્ટ્રગીતો ગાઈને લોકોને ગાંડા કરવા માંડ્યાં; પણ આ બધી ધમાલ દરમિયાન મનમાં એમ થયા કરતું હતું અને મોટાભાઈ ઘડીએ ઘડીએ કહ્યા કરતા હતા, કે આમ રખડેલ બનીશ તો ઘર માંડવાનું ભારે પડશે. ઘર માંડવા માટે હજાર બે હજાર રૂપિયા જોઈએ તે આમાંથી નહિ મળે. આ વિચારનાં મોજાં અને લડાઈનાં મોજાં, ક્યારેક એકી સાથે અને ક્યારેક વારાફરતી મનમાં ઊછળ્યા કરતાં હતાં. પે'લી ચોપડીઓના વેપાર તરફ ધ્યાન જરા ઓછું થતું જતું હતું, એટલે કમાણી ઘટી હતી; પરંતુ ધીમે ધીમે છાવણીમાં જવા લાગ્યો, એટલે ઓછી કમાણી નહોતી ખટકતી.

એક દિવસ મોટાભાઈએ જરા રોષથી કહ્યું: 'આ તો બધાં ય શાહુકારનાં છોકરાંનાં કામ છે. આપણને આ ન પોસાય. લડાઈ કાલ

બંધ થાશે. પછી, શું ભીખ માગીશ? અને તને હવે છોકરી કોણ આપવાનું હતું?'

એમની વાત મને હાડોહાડ ઉતરી ગઈ. 'લડાઈ બંધ થાય પછી...? અને છોકરી કોણ આપશે?' એ વિચારો ફરીને મારા મગજને બેચેન બનાવવા માટે આવી પહોંચ્યા. જેમ જેમ એ વિચારમાં હું ઊંડો ઊતરતો ગયો તેમ તેમ લગ્ન વિનાનું જીવન મને અસહ્ય લાગવા માંડયું. વાંઢા રહેવાની કલ્પના મને ભયંકર લાગી. હું મને આખી દુનિયામાંથી બાતલ થયેલો એકલો કોઈ ઠૂંઠા જેવો લાગવા માંડ્યો. મને થયું કે જો હું નહિ પરણી શકું, તો આ દુનિયામાં મારો કોઈ વિશ્વાસ કરશે નહિ, મને કોઈ માનભેર બેસવા કે બોલવા દેશે નહિ, મારી વાત કોઈ સાંભળશે નહિ. હું આ સંસારમાં નકામો ને ભારરૂપ બનીશ. મારું મન છાવણીમાંથી ને લડાઈમાંથી ખસવા લાગ્યું. મેં પૂણીઓ અને તકલીઓને મારી નાનકડી પેટીમાં મૂકી દીધી અને બીજે દિવસે પેલી ચોપડીઓનો થોકડો લઈ ફેરી કરવા ઊપડી ગયો; પણ જ્યાં જ્યાં હું ગાતો ત્યાં ત્યાં શેરીના છોકરાઓએ મારું રાષ્ટ્રગીતથી સ્વાગત કર્યું અને હું ત્યાંથી વેચાણ કર્યા વિના પાછો ફર્યો. ચોપડી વેચવાનું માથે લીધા પછી આ પહેલો જ દિવસ એવો બન્યો, કે જે દિવસે હું એક પાઈ પણ ન કમાયો.

રાતે હું વિચારમાં પડ્યો. મને થયું કે અહીં હવે વેપાર નહિ થઈ શકે. મેં મનમાં અમદાવાદ જવાનું નક્કી કરવા માંડ્યું. સવારે મોટાભાઈની સલાહ લીધી અને એમની સંમતિ મળી; એટલે મેં અમદાવાદનો રસ્તો પકડ્યો. અમદાવાદમાં આવ્યો ત્યારે ત્યાં પણ ધમાલ ચાલતી હતી. રાજકોટ કરતાં એ ધમાલ ઘણી જોરદાર અને મારા જેવાને આકર્ષે એવી હતી; પણ મેં જાણે કાનમાં પૂમડાં માર્યાં, અને મારા કામમાં લાગી ગયો. મને ચોપડીઓ વેચવાનું કામ ફાવી ગયું હતું, એટલે અમદાવાદ આવીને મેં એ જ શરૂ કર્યું; અને પંદરેક દિવસમાં તો રોજનો એક રૂપિયો હું કમાવા લાગ્યો.

મારા મનમાં એક ગાંઠ મજબૂત હતી, કે પૈસા વિના ઘર માંડી શકાશે નાહ, એટલે મેં કરકસર કરીને પૈસા એકઠા કરવા માંડ્યા; પણ મારો સ્વભાવ અને મારી મૈત્રીઓ મને સંગ્રહ કરવામાં અંતરાયરૂપ બનતાં. હું છ મહિનામાં માંડ પચાસ રૂપિયા બચાવી શક્યો.

આ છ મહિનામાં અનેક વખત જ નહિ, પણ લગભગ દરરોજ હું મારા મનને લડાઈમાં જતું રોકવા માટે મારતો હતો. લડાઈમાં જવાનું આકર્ષણ મને શાથી થતું તે હું આજે પણ સ્પષ્ટપણે નથી કહી શકતો; પરંતુ એ આકર્ષણ અજબ હતું તે હું જાણું છું. ત્યાં મારું મન મુક્ત થતું હતું અને દુનિયામાં હું કોઈથી નીચો નથી એવું ભાન અનુભવતો હતો. આ મારું ભાન ત્યાર પછી સાવ ખોટું નીવડ્યું; પણ એ હું તમને પછી કહીશ. અત્યારે તો એટલું જ કહું, કે ૧૯૩૦ની લડતની આખર સુધી મેં મારા મન સાથે લડાઈ જ કર્યાં કરી છે.

ઘણા મહિના પછી મારા મોટાભાઈનો કાગળ આવ્યો. એમાં મારા લગ્નની વાત હતી; પણ એ વાત મને 'આવતે ભવે' જ બની શકે એવી અશક્ય લાગી. એણે મને લખ્યું હતું: 'બહુ મહેનત કરશું તો એક હજારમાં માની જાશે. આવું ઠેકાણું ને આવી સગવડ પછી નહિ મળે, અને જેમ ઉંમર મોટી થતી જાય તેમ આ કામ કરવું કઠણ થાય; એટલી વાતમાં તું સમજી જાજે.' હું શું સમજું? હું સમજતો જ હતો; પણ હજાર રૂપિયા મારે કાઢવા ક્યાંથી? મારા મનમાં તે દિવસે એ વિચારની તો આછી રેખા પણ નહોતી, કે પૈસા આપીને લગ્ન કરવામાં કોઈ પાપ રહ્યું છે.

મેં મોટાભાઈને જવાબ આપ્યો, કે 'મારા પાસે બહુ બહુ તો સો રૂપિયા નીકળે એમ છે.' વળતી ટપાલે એમનો જવાબ આવ્યો, કે તો લગ્નની આશા મૂકી દેજે. કમાવાની ત્રેવડ નો હોય તો આ વિચાર ન કરવો;' પણ મેં આશા ન મૂકી. મેં કમાવા માંડ્યું, ભેટ બાંધીને કમાવા માંડ્યું; પણ શું કમાઉં? બીજા છ મહિનામાં મેં

બસો રૂપિયા ભેળા કર્યા. બધા મળી અઢીસો–ત્રણસો થયા; પણ એ રકમ મારા લોહીની હતી, છતાં કેટલી નાની હતી? મોટાભાઈને મેં લખ્યું: 'હજાર મેળવતાં ઓછામાં ઓછાં પાંચ વરસ લાગશે.' એણે મને જવાબ આપ્યો, કે 'ત્યારે વળી પંદર સો બે હજાર જોશે.' એના આ જવાબથી મારા બારે ય વહાણ ડૂબતાં હોય એવું મને થવા લાગ્યું. હું બેત્રણ દિવસ સુધી કામ ઉપર ન જઈ શક્યો. મારું મન જ કાંઈક બહેર મારી ગયું. મને થવા લાગ્યું, કે 'હું ગમે તેટલી મહેનત કરું, ગમે તેટલું દોડું તોય ત્યાં સુધી તો નહિ જ પહોંચી શકું.' મન ફરવા લાગ્યું. ન નિવારી શકાય એવી નિરાશામાંથી કોઈ જુદા જ પ્રકારની લાપરવાઈ મારામાં આવવા લાગી. પ્રથમનો રમણલાલ ફરીને જાણે વધુ ઉગ્ર રૂપમાં મારામાં પ્રકટ થતો હોય એવું મને થવા લાગ્યું.

હું ચોપડીઓ વેચવા લાગ્યો; પણ પૈસા બચાવવામાંથી મારું મન ઊઠવા લાગ્યું. મને થયું કે મારા સુખને હોમીને જે પૈસા હું બચાવી રહ્યો છું તે કોઈ દરિયામાં હું ફેંકું છું. મેં પૈસા કમાવા માંડ્યા ને ઉડાવવા માંડ્યા. મજબૂત બંધ બાંધીને અટકાવી રાખેલો પ્રવાહ કોઈ અસાધારણ વેગથી વહેવા લાગ્યો. એમાં મારી સ્થિરતા તણાઈ ગઈ, ખાનદાની ને કૂણી કૂણી લાગણીઓ તણાઈ ગઈ અને એ બધા સાથે મારી મૂડી પણ તણાઈ ગઈ. હું પ્રથમનો રમણલાલ–વધુ શક્તિ, દોસ્તી, દાદાગીરી ને ચાલાકી સાથેનો–બની ગયો.

તમને આ સાંભળીને દુઃખ થશે, મને પણ થાય છે; પણ હું શું કરું? હું થાક્યો. કેટલોક વખત મારે પીડા ભોગવવી? મને થયું કે ઠંડા હિમ જેવા થવા કરતાં તો સર્વનાશ કરનાર અગ્નિ જેવા થવું સારું. એમાં કંઈક મઝા આવે છે, કંઈક જીવન લાગે છે, કંઈક લડાઈનો રસ લાગે છે.

અને આ બધા દિવસો સંધિના હતા. એ દિવસોમાં સભા–સરઘસો થતાં હતાં, પણ બહુ જ ઓછા પ્રમાણમાં. પિકેટિંગ ચાલતું

હતું, પણ મારી દૃષ્ટિએ સાવ દમ વગરનું. મને એમાં રસ જ નહોતો આવતો. હું મારા મિત્રોના જૂથમાં પડ્યો હતો. જીવનમાં ખૂટતો રસ મેળવવા માટે એક નવું ઝરણું શોધી કાઢ્યું હતું. એ દિવસોમાં જુગારનો હું શોખીન બનતો જતો હતો. મને ખબર હતી અને અમે બધા અંદર અંદર વાતો પણ કરતા, કે જુગારમાં અંતે પાયમાલી છે; પણ ત્યારે બીજું કરવું શું? મને તો એમ લાગતું, કે અમારા માટે તો ગમે તે કરવામાં પાયમાલી જ છે ને બીજું કશું નથી.

'૩૨ ની લડાઈ આવી. બંદા ત્યારે બધું ગુમાવીને બેઠા હતા. ચોપડીના ધંધામાં પણ કાંઈ દમ નહોતો. એક પ્રકારના થાકથી જિંદગી ભારે લાગતી હતી. લડાઈનું રણશિંગું વાગ્યું કે લોહીમાં જરા ગતિ આવી. મિલમજૂરોના એક સરઘસમાં ગીત ગાતો હું પણ નીકળ્યો; પણ કોઈ પકડાયું નહિ. મને કોઈએ કહ્યું, કે મુંબઈમાં વધુ ધમાલ ચાલે છે. મને એ તરફ આકર્ષણ થયું અને હું મુંબઈ ઊપડ્યો. ટિકિટભાડાની તો જરૂર જ નહોતી; કારણ કે આપણે તો બધા કાયદાના ભંગ જ કરીને બેઠા હતા.

મુંબઈની એક છાવણીમાં દાખલ થયો. મારા જેવા દોસ્તો ત્યાં મને મળી ગયા. મારી બધી શક્તિઓ સોળે કળાએ ખીલી ઊઠી. છાની ગોઠવણો કરવામાં હું એકકો બન્યો; લગભગ ત્રણ મહિના સુધી મેં બહાર રહીને કામ કર્યું; અને આખરે છ મહિનાની સજા લઈ પકડાયો.

આ મારી લડાઈમાં જોડાવા સુધીની વાત. હવે ત્યાર પછીની વાત કહું. એ વાત મારે ખાસ કહેવી છે. એ ન કહું તો તમે મને અન્યાય કર્યો એમ કરો, એમ હું માનું છું.

જેલના છ મહિના જેમતેમ કરીને મેં પસાર કર્યા. મારી મનોદશામાં એ દિવસો દરમિયાન એક ફેરફાર થયો અને એ ફેરફારે

મારા મનની આખી દુનિયાને પલટાવી નાખી.

જે બેરેકમાં હુ રહેતો હતો અને જે જગ્યાએ હું કામ કરતો હતો ત્યાં મારા જેવા માણુસો પણુ હતા અને તમારા જેવા માણુસો પણુ હતા. મારાતમારાનો ભેદ હું કયા અર્થમાં કરું છું તે તમે સમજી શકશો. તમારા જેવા એટલે ઘરના અને સંસારના સુખી માણુસો, દેશસેવાની વૃત્તિથી આવેલા વીરો; અને મારા જેવા માણુસો એટલે બેકારો, ભૂખડાઓ, મવાલીઓ. હું જેલમાં નહોતો આવ્યો ત્યાં સુધી મને આવા ભેદની ખબર નહોતી પડી. આવા ભેદ તો બહાર પણુ હતા; પણુ હું ગમાર ત્યારે જોઈ શકયો નહોતો. જેલમાં આવ્યો કે મેં જુદા ચોકા દીઠા, જુદી મંડળીઓ દીઠી, જુદા સમુદાયો ને જુદી વાતચીતો દીઠી. મને થવા લાગ્યું, કે અમે અહીં નકામા છીએ અને મારી આ વાતના સમર્થનમાં હું અવારનવાર સાંભળવા લાગ્યો, કે 'બિચારા શું કરે, દાળરોટી માટે આવ્યા છે.' જેલના વોર્ડરો ને પોલીસો પાસેથી પણુ હું એવું જ સાંભળતો. અમારા પ્રત્યેનું તમામ લોકોનું વર્તન પણુ એ પ્રકારનું હતું. મને લડાઈમાં પડતી વખતે સમાનતાનું ભાન થયેલું તે તરત જ ભુંસાઈ ગયું; એટલું જ નહિ, પણુ અસમાનતાનું ઘોર ભાન મારા હૃદયમાં જાગવા લાગ્યું.

મને નોકરીમાં, ગાળો કે માર ખાવામાં, ફૂટપાથ ઉપર કે ભદ્રકાલિના ડેલામાં સૂઈ રહેવામાં, ચોપડીઓની ફેરીમાં, બીડી વાળવામાં જે નાનમ નહોતી લાગી, તે નાનમ મને હવે લાગવા માંડી. હું અંદર ને અંદર બળવા લાગ્યો. એમાં એક દિવસ તમારા...હા, તમારા જ—મારા નહિ—એક નેતાએ મને પૂછ્યું: 'બહાર શું કરતા હતા?' એનાં હાસ્ય અને કટાક્ષ મને તીરની જેમ ભોંકાયાં. મેં દાંત પીસીને જવાબ આપ્યો: 'ચોરી ને જુગાર!' સારું થયું, કે એ ચાલ્યા ગયા; નહિ તો હું કદાચ આગળ વધી જાત!

જેલની સજાના ચાર મહિના સુધી મારા મગજમાં ઘણુની જેમ

આ ઘા વાગવા માંડ્યા; પણ મારી માનવતાનો ઉદય થવાનો હશે તે એક રાતે અચાનક મને એમ થવા લાગ્યું, કે 'શું ખોટું છે? સાચું જ કહે છે. હું ક્યાં દેશસેવા માટે આવ્યો છું? હું શાનો અભિમાન કરું?' અને મારું માન ગળવા લાગ્યું. મારાં ગાત્રો શિથિલ થવા લાગ્યાં. મને તે દિવસે લાગ્યું, કે હું કોઈકના ઘરમાં ઘૂસી આવ્યો છું. 'ત્યારે શું કરું? ક્યાં જાઉં?...હવે? છૂટીને શું કરવું?' એક પછી એક વિચારો મને આવવા લાગ્યા.

અને આવી મૂંઝવણમાં જ હું જેલમાંથી છૂટચો. છૂટચો ત્યારે શું કરવું તેની કશી ગમ નહોતી. હૃદયમાં કોઈ જાતનો ઉલ્લાસ કે આશા નહોતાં. એક બેપગાળું ઢોર ધરતી ઉપર ફરતું હોય એવી મારા મનની સ્થિતિ હતી.

મને મુંબઈની ટિકિટ મળી. મારી સાથે બીજા વીસ કેદીઓ છૂટચા હતા. એમાંના પંદર તો મારા જેવા જ હતા. પાંચેક તમારા જેવા હતા. એ પાંચ માંહેનાં એકે મને હળવેથી પૂછ્યું: 'હવે શું કરશો?' મેં રોષથી એની સામે જોયું; પણ એની આંખમાં નિખાલસતા અને સહાનુભૂતિ જ હતાં; એટલે મને શરમ આવી ગઈ. મેં ધીમેથી જવાબ આપ્યો: 'કંઈ ખબર નથી.'

'ફરીને નથી આવવું?' એમણે બીજો પ્રશ્ન કર્યો. હું આશ્ચર્યપૂર્વક એમના સામે ટાંપી રહ્યો.

'કેમ, આશ્ચર્ય પામો છો?' એમણે પૂછ્યું.

'ત્યારે શું કરું? મારો ત્યાં કંઈ ઉપયોગ છે?' મેં કહ્યું.

'કેમ નહિ? ભારતમાતાના એકે એક બચ્ચાનો આજે ઉપયોગ છે. આજે જે પોતાનો ઉપયોગ ન આપે, તે તો કપૂત કહેવાય.'

'પણ હું તો...હું કપૂત જ છું.'

'ના, માતાને ખાતર દુઃખ વેઠનાર કપૂત હોઈ શકે જ નહિ.'

'ના, ના, હું દુઃખ વેઠતો જ નથી. મેં વેઠ્યું જ નથી.' હું ગભરામણમાં બોલવા લાગ્યો.

'તમે ભલે કહો, તમે દુઃખ વેઠ્યું જ છે.'

'નહિ, નહિ, હું તો જીવનથી ત્રાસીને જ અહીં આવ્યો હતો.' મેં કહ્યું.

'અમે પણ એ જ રીતે આવ્યા છીએ.'

'ના, તમે સેવાર્થે આવ્યા છો. ગરીબોનું દુઃખ દૂર કરવા આવ્યા છો.'

'તમે ભૂલો છો, ભાઈ, તમે ને અમે બધા જ ગુલામીમાંથી મુક્ત થવા જ આવ્યા છીએ. જ્યાં સુધી એ ગુલામી કાયમ છે, ત્યાં સુધી આપણાથી જંપીને બેસાય નહિ.'

એ મારી સામે તાકી રહ્યા. હું એમની સામે તાકી રહ્યો. મારી આંખોમાં એમણે સ્તબ્ધતા જ જોઈ હશે. એમની આંખોમાં મેં અજવાળું જોયું.

'કેમ તમને નથી લાગતું, કે આપણે હજી ગુલામ જ છીએ?'

'મને કંઈ ખબર પડતી નથી.'

'કેમ ખબર ન પડે? તમને જ વધુ ખબર પડે. અમારા કરતાં તમારી ગરદન ઉપર ગુલામીના નહોર વધુ વાગે છે.'

'હેં?...હા.' હું માંડ બોલી શક્યો.

'જુઓ, તમારી વાત ઉપરથી હું એમ સમજ્યો છું, કે તમે બહાર નોકરી–ધંધા વિનાના હતા......'

'ના, સાવ એમ નહોતું,'

'પણ દુઃખી હતા.'

મેં હા પાડી.

'તમે એ દુઃખ ભૂલવા માટે આ માર્ગ લીધો?'

'હા.'

'હવે આ માર્ગમાં જ એ દુઃખનો અંત છે, એવી તમને ખબર પડે તો?'

'એમ ન હોય. આમાં મારું કામ નહિ. હું સેવા માટે નથી આવ્યો.' હું બોલી ગયો.

'હું તમને પૂછું છું એનો જવાબ આપો. આ લડાઈ શા માટે છે?'

'હું નથી જાણતો.' મેં જવાબ આપ્યો.

'તમે નથી સાંભળ્યું, કે હિંદુસ્તાનની ગરીબી ને ગુલામી દૂર કરવા માટે આ લડાઈ છે?'

'હા.'

'ત્યારે કેમ કહો છો, કે હું નથી જાણતો? જો આટલી વાત માનો તો હવે કહો જોઈએ કે આ લડાઈમાં કોણે આવવું જોઈએ?'

મેં હર્ષમાં આવીને જવાબ આપ્યો: 'જે ગરીબ હોય અને ગુલામ હોય તેણે.'

'બોલો તમે છો કે નહિ?'

મેં હસીને હા પાડી.

'તો હવે પાછા જેલમાં આવશો ને?' એ ફરીને મારા સામે ટાંપી રહ્યા.

'પણ હું કાંઈ સમજતો નથી.'

'તમારું નામ શું?'

'રમણલાલ.'

'મારી સાથે સુરત ચાલશો? હું તમને બધું સમજાવીશ.'

મેં તરત હા પાડી. તોફાની મહાસાગરમાં મને કોઈ જહાજ મળ્યું હોય એટલો આનંદ થયો.

## ૪

ત્યાર પછીની વાત બહુ ટૂંકી છે. હું સુરત ગયો. તેમની સાથે એમને ઘેર બે મહિના રહ્યો. એ બે મહિનામાં એમણે મારામાં જ્ઞાન અને પ્રેમ રેડવામાં બાકી ન રાખી. પણ હું ખાલી વાસણ નહોતો. મારામાં જે હતું તે હજી ગયું નહોતું. એમની વાતોથી હું ઘણી વાર પ્રસન્ન થઈ જતો, તેમ કોઈ વાર કંટાળી પણ જતો; પરંતુ એક વાત મારા હૃદયમાં દૃઢ થઈ ગઈ, કે આ લડતમાં આવવાનો જેટલો અધિકાર તમને છે તેટલો જ, કદાચ વધુ અધિકાર, મને અને મારા જેવાને છે. હવે તમે મને હું 'તિફ્ફડ' કરીને બીડી પીઉં છું કે ગમે તેમ ફર્યા કરું છું એથી ભલે મવાલીની જમાતમાં ગણો, હું પોતે તો મને એક લડવૈયા તરીકે ઓળખું છું. તમને થશે, મને આ નવી દૃષ્ટિ આપનારને પણ થાય છે, કે હું કેમ સત્યાગ્રહીને શોભે એવું વર્તન નથી રાખતો? મને પોતાને પણ એ પ્રશ્ન થાય છે. એથી જ મારો આનંદ ઘણી વાર લૂંટાઈ જાય છે અને પેલી બેરેકની બારી છે ને, ત્યાં ઊભો ઊભો ક્યારેક હું બે આંસુનાં ટીપાં પાડી લઉં છું; પણ શું કરું? હું કંઈ આજ સવારનું બનેલું કોઈ રમકડું છું? હું તો પચીસ વર્ષનો પરિપાક છું. મારી તમને સૌને પ્રાર્થના છે, કે મને અને મારા જેવાને ઓળખજો, અને તમારા ઊંડા અંતરની સહાનુભૂતિથી અમારા નવા અવતારમાં અમને મદદ કરજો."

રમણલાલે બોલવાનું પૂરું કર્યું, ત્યારે એની આંખના ખૂણામાં આંસુ ચમકી રહ્યાં હતાં; અને સાંભળનારની સૌ આંખો મૃદુતાથી એ દૃશ્ય જોઈ રહી હતી.

સમાપ્ત

'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત–ભાષાંતર**–દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫–૦ |
| **ઉપનિષદો–૧૧૨–**સરળ ગુજરાતી ભાષાંતર–ચાર ભાગમાં... | ૬૦૦ | ૪–૦ |
| **મહાભારતનું શાંતિપર્વ**–રાજધર્મ, આપદ્ધર્મ, અને મોક્ષધર્મ–ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો; વિશેષ, મુખ્ય તથા ગૌણધર્મો ઇત્યાદિ ... ... | ૮૫૬ | ૭–૮ |
| **માનસ રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ૩૦ ચિત્રો સાથે ... ... | ૧૪૦૦ | ૭–૦ |
| **તુલસીકૃત રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ ગુજરાતી લિપિમાં અર્થ સાથે. ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭–૮ |
| **વાલ્મીકિ રામાયણ**–ભાષાંતર ૩૭ ચિત્રો સાથે, મોટા અક્ષરો | ૧૫૨૮ | ૬–૮ |
| **ગિરધરકૃત રામાયણ**–કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪–૮ |
| **યોગવાસિષ્ઠ મહારામાયણ**–ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો | ૧૯૦૮ | ૧૨–૦ |
| **દત્ત–પરશુરામ** અથવા આત્મદર્શનયોગ. ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે | ૩૪૪ | ૨–૦ |
| **શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં ભાષાંતર–આવૃત્તિ ૧૧મી, ૨૭ ચિત્રો | ૧૨૪૦ | ૮–૦ |
| **એકાદશ સ્કંધ**–મૂળ સહિત સરળ ભાષાંતર ... ... | ૪૮૦ | ૧–૮ |
| **ભગવતી (દેવી) ભાગવત**–સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૯૨૮ | ૬–૦ |
| **મનુસ્મૃતિ**–સરળ ભાષાંતર, મૂળ શ્લોકોસહિત ... ... | ૬૪૦ | ૩–૦ |
| **પાતંજલ યોગસૂત્ર**–ભગવાન પતંજલિનાં યોગ સૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદજીના વિવેચન સાથે ... | ૧૯૨ | ૧–૦ |
| **જ્ઞાનયોગ**–આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી–વગેરે ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો | ૨૩૬ | ૦–૧[illegible] |
| **રાજયોગ**–(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ | ૧૩૬ | ૦–૧[illegible] |

**આખ્યાનમાળા**–ગ્રંથ ૧ લો તથા ૨ જો–સ્વ૦ અનંત-
પ્રસાદકૃત ઋષિ-મુનિઓ તથા દેવ-દેવી-
ઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ ૧૪૨૮ ૬–૦

**વૈદિક વિનય**–દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા
૩૬૦ વેદમંત્રો, ભાષાંતર–વિસ્તૃત સમજૂતી સાથે ૮૪૦ ૩–૧૨

**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક
મહાત્મા ગાંધીજીના પરિચય સાથે... ... ૧૮૦ ૧–૪

**હું કોણ?** અથવા ઉકાભક્તનું આત્મદર્શન– ... ...
લેખક: સ્વામી માધવતીર્થજી (જૂજ પ્રતો છે.) ૩૮૪ ૨–૦

**અષ્ટાવક્રગીતા**–શ્લોકો તથા સરળ અર્થ ... ... ... ૭૨ ૦–૮

**ઉપદેશસારસંગ્રહ**–મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો ૩૮૪ ૧–૮

**સુબોધરત્નાકર**–ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દષ્ટાંતો ... ... ૩૦૦ ૧–૮

**હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ**–અભયદેવ શર્માકૃત
ઉત્તમ વિચારતરંગો તથા બ્રહ્મગ્વીસૂક્તનું સરળ ભાષાંતર ૩૨૪ ૧–૦

**આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**–પસંદ કરી ચૂંટેલા
ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... ૨૦૮ ૦–૮

**વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**–ઉપદેશયુક્ત સંવાદ
આધુનિક અને રામાયણયુગની તુલના સાથે ૧૬૪ ૦–૪

**વિષ્ણુસહસ્રનામ**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે ૧૨૮ ૦–૪

**વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન**–ભગવાન વિષ્ણુનાં હજાર
નામો અર્થ તથા વિસ્તૃત વિવરણ સાથે... ૨૨૦ ૦–૬

**અવધૂતગીતા**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ૧૫૨ ૧–૦

**આત્મરામાયણ**–રામાયણની ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન
સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ૧૪૦ ૦–૧૨

**જીવન્મુક્તિવિવેક**–તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ
કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતો સ્વામી
વિદ્યારણ્યકૃત પ્રાચીન ગ્રંથ ... ... ૨૨૦ ૧–૪

**પરમાનંદની પ્રાપ્તિ**–લે૦ ધીરજલાલ સાંકળિયા શુદ્ધાદ્વૈત
મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ૨૬૪ ૧–૮

**પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોના ઉપદેશની વાનગી
તથા ભજનો ઇત્યાદિ ૧૬૮ ૧–૦

**વિદુરનીતિ**–શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ... ૧૬૮ ૦–૧૨

**જીવન પગલે**–( કાવ્યો )–જીવનપથ ઉજાળવાની પ્રેરણા આપતો કાવ્યસંગ્રહ ... ૧૧૨ ૦–૧૦

**મીરાં અને નરસિંહ**–( સંપાદક : ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા ) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૧૦૪ ૦–૧૨

**આત્મવિલાસ**–જુદાંજુદાં દૃષ્ટિબિંદુઓથી વેદાંત સમજાવતો ગ્રંથ ૩૪૪ ૨–૦

**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી અનેક દાખલા–દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ દીપિકા'ની ટીકાના સરળ અર્થ સાથે ... ૮૮૮ ૪–૦

**શ્રીમદ્ભગવદ્ગીતા**–ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે, કદ ૫×ા ૬૭૬ ૧–૧૦

**શ્રીભગવદ્ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર, બોર્ડપટ્ટીનાં પૂઠાં ... ... ... ... ... ૪૮૦ ૦–૮

**શ્રીમદ્ભગવદ્ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ૨૦ મી, બોર્ડપટ્ટીનાં પૂંઠાં ... ... ૨૮૮ ૦–૪

**ઉત્તરગીતા**–અર્જુનને ઉત્તરાવસ્થામાં શ્રીકૃષ્ણે આપેલા તત્ત્વબોધનો સરળ અનુવાદ મૂળ શ્લોકો સાથે ... ૬૪ ૦–૬

સંતવાણી તથા ઉપદેશો—

**પરમસુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામશર્માનાં ધાર્મિક વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨–૦

**રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ ૮૦૦ ૫–૦

**દીવાને સાગર**–પ્રભુપ્રાપ્તિ અને જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતી શ્રી સાગરની ગઝલોનો સંગ્રહ ... ૪૮૦ ૪–૮

**અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ સાથેની ત્રીજી આવૃત્તિ ૫૦૪ ૩–૦

**પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨–૮

**ભજનસાગર**–જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨–૮

**तुकाम्हणे**:–સંત તુકારામના પસંદ કરેલા અભંગોનો સંગ્રહ મરાઠીમાં... ૧૨૦ ૦–૫

**દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઇ૦ અનેક પ્રકારના **સમર્થ રામદાસના** ઉપદેશો ૬૪૮ ૨–૮

**સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં –

| | | |
|---|---|---|
| **વ્યાખ્યાનો** ઇત્યાદિ–(ગ્રંથ ૧ લા રૂપે)... ... | ૫૬૪ | ૨–૮ |
| **સદુપદેશો**–(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ... | ૫૨૦ | ૨–૮ |

**તુકારામ ગાથા**–બે ગ્રંથોમાં–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત તુકારામે લખેલા પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૧૮૪૦ ૬–૦

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–ધર્મ એટલે શું? ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ

| | | |
|---|---|---|
| **સદુપદેશો**–(ભાગ ૪–૫ રૂપે) આવૃત્તિ ૨ જી | ૬૦૦ | ૨–૪ |
| **ભક્તિયોગ**–આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) ... | ૩૮૪ | ૧–૮ |
| **પાતંજલયોગ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦–૧૧ રૂપે) | ૫૬૦ | ૨–૦ |

**વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨–૦

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

| | | |
|---|---|---|
| **સાઈબાબા**–શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર ... ... | ૪૩૬ | ૩–૦ |
| **રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર ... | ૬૦૮ | ૨–૮ |
| **સ્વામી વિવેકાનંદ**–બાળપણથી સમાધિ પર્યંતના ... જીવનના બધા પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર ... | ૭૮૪ | ૩–૦ |
| **સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે | ૬૭૨ | ૩–૦ |
| **સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર... | ૬૪૮ | ૨–૮ |
| **ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં, વિસ્તૃત ચરિત્ર ... ... | ૧૫૫૬ | ૬–૮ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** : બે ચરિત્રો... | ૫૦૪ | ૨–૮ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો**... | ૪૨૪ | ૧–૬ |
| **શ્રી રામચંદ્રદત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧–૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦–૧૦ |

**ભક્તચરિત્ર**–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં
મહાન ૨૯ ભક્તોનાં અદ્ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો ૫૨૮ ૨–૮
**આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨ જો-બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨–૮
**મુસ્લિમ મહાત્માઓ**–૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો ૭૫૬ ૨–૪
**નાનક**–ટૂંકું ચરિત્ર, અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે ૭૨ ૦–૬
**મહર્ષિ દયાનંદ**–ગુજરાતના મહાન જ્યોતિર્ધરનું ચરિત્ર ૧૫૨ ૧–૦
**મહાવીર**–ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર... ... ... ૫૬ ૦–૬
**રમણ મહર્ષિ**–(લે. સ્વામી માધવતીર્થ) ટૂંકો પરિચય ને બોધ ૧૮૪ ૧–૦
**શ્રી તૈલંગ સ્વામી**, વિશુદ્ધાનંદ તથા પોહારીબાબાનાં ચરિત્રો ૮૮ ૦–૪

## ઐતિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

**ભારતના વીરપુરુષો**–ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ૧–૪
**વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**–મારવાડના રાજપૂત
યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત... ૩૦૪ ૧–૦
**કચ્છની લોકવાર્તા**–(લે૦ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ)...
કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૩૫૪ ૨–૦
**સાહિત્યપ્રારંભિકા**–ગુજરાતી સાહિત્યના વિકાસનો ...
ઇતિહાસઃ વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... ૧૫૨ ૧–૦
**ગુજરાતની ગઝલો**–(દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત)
જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦
**જયભારતી**–(કાવ્ય) શ્રી. 'શયદા'કૃતઃ ભારતની ચડતી-
પડતીનું દિગ્દર્શન ... ... ... ... ૩૬ ૦–૬

## ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા
હક્ક, ગામડાંની સ્ત્રીઓના પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક
સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો ૨૬૪ ૧–૮
**કલ્યાણમયી**–વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીઉત્કર્ષની ભાવનાને
રજૂ કરતો ગ્રંથઃ સ્ત્રીઓના રોગો અને તેના
ઉપાયો સાથે : આવૃત્તિ ૨ જી ... ... ૨૨૪ ૧–૦
**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન
૫૨૮ સતીઓનાં ચરિત્રો : સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ૨૨૬૮ ૬–૦

**દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી**–સ્ત્રીઉપયોગી ટૂંકી ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૧૬૦ ૦–૮
**ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨–૮
,, – ,, **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૬ ૨–૮
,, – ,, **૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨–૮
,, – ,, **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૭૨૦ ૨–૮

## સ્ત્રી–વૃદ્ધો–બાલકો માટે ઉપયોગી સ્વર્ગનાં પુસ્તકો—

**સ્વર્ગનું વિમાન**–ભક્તિમાર્ગના ટૂંકા ૩૨૫ રમૂજી દાખલા ૩૭૨ ૨–૦
**સ્વર્ગની કૂંચી**–સદ્‌વર્તન રાખતાં શીખવનારું પુસ્તક... ૩૭૨ ૨–૦
**સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગની સરળ ત્રીજી ચોપડી ... ૩૧૨ ૨–૦
**સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ... પાગલ હરનાથની જાણવાલાયક વાતો ... ૩૩૬ ૨–૦
**સ્વર્ગનો આનંદ**–ભક્તિના અનેક પ્રકારો ઇત્યાદિ ... ૩૬૦ ૨–૦
**સ્વર્ગની જિંદગી**–કંગાળ મનોદશાને માટે ભોમિયારૂપે ૩૦૦ ૨–૦
**સ્વર્ગની સડક**–સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર ૪૬૮ ૨–૦
**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ૩૪૮ ૨–૦
**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગના ૧૨ પગથિયાંની સમજ... ૩૬૦ ૨–૦
**સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... ૪૯૨ ૨–૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**આત્મનિરીક્ષણ ને સંકલ્પ**–રમણલાલ વ૦ દેસાઈનું વ્યક્તિગત અને સમાજની નિર્બળતા ઉપર ડોકિયું કરી સ્વસુધારણા માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક ... ૧૬૮ ૧–૦
**સુબોધપુષ્પવાટિકા**–શેખસાદીકૃત નીતિવિષયક, મધુર અને હૃદયગ્રાહી શૈલીમાં લખાયલું પુસ્તકઃ રાજાની અને ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇત્યાદિ ૧૩૬ ૦–૫
**સુબોધ કથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨–૦
**આગળ ધસો**–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ (આવૃત્તિ ૩જી) ૪૬૮ ૨–૮
**ભાગ્યના સ્રષ્ટાઓ**–માણસ પોતાનું ભાગ્ય પોતાના હાથે જ કેવી રીતે રચી શકે છે, તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું ઉત્સાહપ્રેરક પુસ્તક ... ... ... ... ૫૬૪ ૨–૮
**સુખી જીવનનાં સાધન**–વ્યાવહારિક સુખ મેળવી આનંદી જીવન ગાળવા ઉત્સાહ પ્રેરતું પુસ્તક... ૩૧૨ ૧–૮

**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧-૨–મહાપુરુષોના જીવનપ્રસંગો પરથી બોધક અને અનુકરણીય ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૬૨૮ ૪-૦

**કતલખાનું**–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતી નવલકથા (અપ્ટન સિંક્લેરકૃત) ૬૬૬ ૩-૦

**શુભસંગ્રહ**–(ભાગ ૧, ૨ ને ૯) જુદા જુદા ત્રણ ગ્રંથોમાં ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી માહિતીના ૪૦૧ લેખોનો ઉપયોગી સંગ્રહ... ... ૧૪૭૨ ૫-૪

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ**–૧૦ મી આવૃત્તિઃ અનેક વનસ્પતિઓના ગુણ-દોષ, ઉપયોગ તેમ જ રોગો, તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬-૦

**આપણો ખોરાક**–લે. મિનુ મસાણી; રોજ કેવો ને કેટલો ખોરાક લેવો જોઈએ ? તે વૈજ્ઞાનિક ઢબે સમજાવતું પુસ્તક ૧૨૦ ૦-૧૨

**ઔષધિ કલ્પલતા**–જડ અને હઠીલા રોગો ઉપર ૪૩ વનૌષધિઓના સેવન વિષે સમજૂતી ... ... ૧૧૨ ૦-૧૨

**વૈદક સંબંધી વિચારો**–બે ગ્રંથમાં, આરોગ્ય અને વૈદકને લગતા ઉપયોગી ૨૯૧ લેખોનો સંગ્રહ ૧૧૧૬ ૩-૧૨

**આયુર્વેદ નિબંધમાળા**-બે ગ્રંથમાં, વૈદ્ય તિલકચંદ તારાચંદકૃતઃ આયુર્વેદ પ્રમાણે અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ, ઉપાયો તેમ જ અનુભૂત ઉપચારો બતાવતો ઉત્તમ ગ્રંથ ૧૧૫૨ ૪-૪

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–મ૦ ગાંધીજીકૃતઃ શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, અકસ્માત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે ૧૨૮ ૦-૮

## બાળકો માટેનાં પુસ્તકો—

**બાળકોના વિવેકાનંદ**–બાળોપયોગી ટૂંકું ચરિત્ર... ... ૫૬ ૦-૪

**બિરબલ અને બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવેઃ બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧-૮

**ભારતીય નીતિકથાઓ**–મહાભારતમાંની ૫૨ ટૂંકી વાતો ૧૬૨ ૦-૮

**સુબોધક નીતિકથા**–સ્વ૦ 'બિરબલ'કૃત ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦–૮
**સદ્‌ગુણી બાળકો**–૬૯ ખરા બનાવોનો સંગ્રહ ... ... ૧૩૬ ૦–૮
**બાળસદ્‌બોધ**–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... ૧૨૦ ૦–૪
**બાળકોની વાતો**–ભાગ ૧ લોઃ બોધપ્રદ ૨૧ વાતો ... ૮૪ ૦–૬
„ „ ભાગ ૨ જોઃ બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮

## આમ સાહિત્ય–શ્રેણીનાં પુસ્તકો

**ગીતાસંકલન**–સંપાદકઃ શ્રી૦ રમણ મહર્ષિઃ મોઢે કરવા જેવા ગીતાના ૪૧ શ્લોકોનું સંકલન, બીજાં બે સંકલનો સાથે ૦–૩
**મનને**–એક સંતની મનોનિગ્રહ પ્રેરતી કવિતાઓ ... ... ... ૦–૩
**વિચાર સૂર્યોદય**–તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું વેદાંતનું સરળ પુસ્તક ૦–૩
**મેનાવતી** ને **ગોપીચંદ** તથા **ભર્તૃહરિ** ને **વિક્રમ**–સ્વ૦ કલાપીકૃત ૦–૩
**જેસલ** અને **તોરલ** તથા **ગોપીચંદ** ને **જાલંધર**– „ „ ૦–૩
**જ્ઞાનનાં ઝરણાં**:–સ્વામી માધવતીર્થ ... ... ... ... ... ૦–૩
**ઉચ્ચ જીવન**:–ડૉ. હરિપ્રસાદ દેસાઈ ... ... ... ... ... ૦–૩
**ધ્યાન અને જ્ઞાન**–સ્વામી માધવતીર્થ ... ... ... ... ... ૦–૩

## ચિત્રો ઇત્યાદિ

**પરમહંસ શ્રીરામકૃષ્ણ કેશવચંદ્ર સેનના ઘેર** ... ... ... ૦–૨
**શ્રીચૈતન્ય મહાપ્રભુનું સંકીર્તન**–(ત્રિરંગી ચિત્ર) ... ... ૦–૨
**જ્ઞાનપટ, સોપાનપટ અને જ્ઞાનબાજી** ... ... ... ... ૦–૧


# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

ઇસ્વી અધી સદી ...
ગુજ... મહર્ષિ ... ... સ્વતી, ... ના ગાં... અને ભિક્ષુ ...ખંડાનં... ત્રણ ... આપ્યા ...

... મહાપુરુષોએ જનતાના ... મહાન સિદ્ધાંત વિચાર્યો, ... કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓ-નો સામનો કરીને ક્રિયાના પ્રદેશ-માં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવા-નો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.



૧૮૭૪ / ૧૯૪૨

તેમણે અજ્ઞાનરૂપી અંધાપો દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયણ લાખો ગુજરાતીઓને પૂરું પાડયું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાં ... ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સર્વ રીતે શુદ્ધ કરીને, સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં; અને તેની ... પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજ... ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે ‘कथयन्तो मां नित्यम्’ એ ગીતાસૂત્ર ... છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો ...

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે ...

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે; અને એ પ્રદેશમાં ... પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ... હિંદના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય } અમદાવાદ અને મુંબઈ